# હિન્દુ તીર્થયાત્રા વર્ણન

લેખક
નારણજી પુરૂષોત્તમ સાંગાણી

# નિવેદન.

આર્યાવર્તના લગભગ તમામ હિન્દુ તીર્થ સ્થળો અને મુખ્ય મુખ્ય શહેરોનું વર્ણન ક્રમપૂર્વક આ પુસ્તકમાં રજુ કરવામાં આવેલ છે. ગયે વર્ષે શ્રીબદ્રીનારાયણની યાત્રા પરિપૂર્ણ થતાં લેખકને પ્રાયઃ સમસ્ત ભારતવર્ષ તીર્થયાત્રા એક કરતાં વધારે વખત થઇ ચૂકેલ હોવાથી આ પુસ્તક તેજ અરસામાં પ્રકટ કરવાનો સંકલ્પ હતો; પરંતુ યાત્રામાંથી પાછા ફરી વતન આવ્યા બાદ બિમારી, પુનઃ પ્રવાસ તથા રેલ્વે ભાડામાં ૨૫ ટકા જેટલો વધારો થવાની બુમો સાંભળતાં પુસ્તક વિલંબે છપાવવું ઉચિત ધાર્યું.

રેલ્વે ભાડું ચાલુ દર પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે તેમજ રેલ્વે યાત્રાની અપૂર્ણતાએ કદાચ કોઇ સ્થળે ન્યુનતા જણાય તો વાચકવર્ગે કૃપા કરી લખી જણાવવું જેથી બીજી આવૃત્તિમાં બનતા ફેરફાર કરવામાં આવશે.

ગંગોત્રી જમનોત્રી બદ્રીનારાયણ કેદારનાથ-હિમાલયની યાત્રા, નેપાલ-પશુપતિનાથની યાત્રા કે કૈલાસ માનસરોવરની યાત્રા અતિ વિકટ અને ખર્ચાળ છે. તેમ આ સમયમાં ગોર-પંડ્યાનો કે અજાણ્યા યાત્રીનો વિશ્વાસ થઇ શકે એવું નથી. કોઇ યાત્રીએ એકલા પંડ બસો રૂપિયાથી ઓછી રકમ સાથે લઇ એવા સ્થળોની યાત્રાએ કદિ ન નીકળવું વિશેષ નહિ તોપણ અરસપરસમાં વિશ્વાસુ એવા બે સશક્ત માણસે હરેક પાસે બસો રૂપિયાથી વધારે રકમ રાખી ઘેરથી યાત્રાર્થે વિદાય થવું.

દડવા મોટા-કાઠીઆવાડ. }
સં. ૧૯૭૯ વૈશાખ સુદિ ૧૧ } નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

હરિ ૐ તત્સત્

નારાયણ ગ્રંથમાળા. પુષ્પ ૯ મું.

# હિન્દુ તીર્થયાત્રા વર્ણન.




લેખક અને પ્રકાશક,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

ચાઇના બીલ્ડીંગ—ભીંડીબજાર, મુંબઇ.



પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૯ સને ૧૯૨૩.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું

ઠે. પાંચકુવા ચારરસ્તા—અમદાવાદ.

મૂલ્ય ૦-૪-૦.

# અર્પણ.

પૂજ્ય પિતાશ્રી પુરૂષોત્તમ નાનજી સાંગાણી,

પુત્ર વત્સલ પિતાની પુત્ર પ્રત્યે જે ફરજ જગન્નિયંતા શ્રીહરિએ નિર્માણ કરી છે તે પવિત્ર ફરજનું આપે યથાર્થ રીતે પાલન કર્યું છે. અર્થાત્ સદાચાર અને સ્વધર્મમાં દઢ નિષ્ઠા રાખી જાતને માટે સુખ સગવડતાની લેશ પણ પરવા ન કરતાં અનેક અગવડતાં વેઠી મને અભ્યાસ કરાવ્યો; એટલુંજ નહિ પણ અત્યંત ખર્ચાળ અને દુઃસહ એવા મારા દેશ વિદેશના પ્રવાસમાં પણ અંતરાયરૂપ ન થતાં ઉલટા ઘર કુટુંબના વ્યવહારિક ચિંતાથી મુક્ત રખાવી અદ્યાપ પર્યંત મદદગાર થઇ આશીર્વાદ આપતાં રહ્યા છો, એ ઉપકારનો બદલો મારાથી અનેક જન્મેય વળવો મૂશ્કેલ છે. આવી આપની અતુલિત કૃપાના સ્મરણમાં આ પુસ્તક આપને સમર્પણ કરવા રજા લઉછું.

આજ્ઞાંકિત છોરૂ

નારણજી.

# અનુક્રમણિકા.

હરિઃ ॐ તત્સત્

# હિન્દુ તીર્થયાત્રા વર્ણન.



દેવભૂમિ હિંદુસ્થાન અતિ વિશાળ દેશ છે. આખો યુરોપ જેમાં નાના મોટા ૨૧ દેશ છે તે પણ હિંદુસ્થાનની તુલનામાં અલ્પ છે. હિંદની પ્રજા એ ધર્મપ્રિય પ્રજા છે. ઇશ્વરી અવતારોના તથા ઋષિમુનિઓના વિહાર સ્થાનો હિંદુસ્થાનમાં અનેક છે. તેમજ નાના મોટા શહેરો જેની પ્રાચીન અને અર્વાચીન જાહોજલાલી ઘણી જાણવા જેવી છે. દ્વારકા રામેશ્વર જગન્નાથ અને બદ્રીનાથજી એ ચાર ધામ તથા અયોધ્યા મથુરા કાશી હરિદ્વાર કાંચી ઉજ્જયિની અને દ્વારકા એ સાત પુરી તથા ગંગા યમુના સરસ્વતી ગોદાવરી નર્મદાદિ પવિત્ર નદીઓ અને દ્વાદશ જ્યોતિર્લિંગની જાત્રા કરવા દર વર્ષે લાખો યાત્રીઓ નીકળે છે. યાત્રાએ નીકળવાથી સ્નાન દર્શન જપ તપ દાન સત્સમાગમ થવા ઉપરાંત નાના મોટા શહેરોનું નિરીક્ષણ, માણસોના ભિન્ન ભિન્ન પ્રકારના સ્વભાવ રીતભાતનું જ્ઞાન તથા હુન્નર ઉદ્યોગ વેપાર અને દેશની પરિસ્થિતિ વિષે પારાવાર જાણવા જોવાનું મળે છે. આ બધી હકિકત ઘેર બેઠા જાણી શકાય અને અવકાશ અનુકૂળતા મળતાં જાત્રા-પર્યટને નીકળતાં ઉપયોગી થઇ શકે એવું સઘળી માહિતીથી ભરપૂર જ્ઞાન આપે એવુ એક પણ પુસ્તક ગુજરાતી ભાષામાં આજ સુધી પ્રકટ થયેલ ન હોવાથી જાતે હિંદના ઘણાખરા સ્થળોએ પ્રવાસ તથા તીર્થયાત્રા કર્યા બાદ ગુજ-

રાતી પ્રજાને આ પુસ્તક ઉપયોગી થશે એમ ધારી લખવા પ્રેરાયો છું. આશા છે કે ગુજરાતી પ્રજા તેનો યોગ્ય લાભ ઉઠાવી કયાંય ભૂલ દોષ જણાય તો સુચના આપવા તસ્દી લેશે.

## મથુરા.

શ્રી કૃષ્ણ પરમાત્માની જન્મભૂમિ મથુરા શ્રી જમનાજીના કિનારે આવેલું બહુ પુરાતન શહેર છે. સાત પુરીઓમાં એક પવિત્ર તીર્થપુરી છે. અહીં વિશ્રામ ઘાટપર જમનાજીમાં સ્નાન કરી દ્વારકાનાથજી વિગેરે મંદિરોમાં દર્શન કર્યા બાદ ૭ માઇલ દૂર વંદ્રાવન છે ત્યાં રેલ તથા ટાંગામાં જવાય છે. આ શ્રી કૃષ્ણ ભગવાનની વિહાર ભૂમિનું મુખ્ય સ્થાન છે. અહીં લક્ષ્મીચંદ શેઠનું, શાહજીનું, જયપુરના રાજાનું તથા બીજા ઘણા મંદિરો સુંદર અને દર્શન કરવા લાયક છે. ગોકુળ નંદગામ કે જ્યાં નંદજીએ ભગવાનનું પાલન કર્યું હતું તેની તથા વરસાના કે જે શ્રીકૃષ્ણ ભગવાનના પરમ પ્રિયા રાધીકાજીનું જન્મ સ્થાન છે તેની તથા ગોવર્ધન પર્વતાદિ ૮૪ કોસની યાત્રા ભાવિક વૈષ્ણવો કરે છે. ઉતરવાને માટે મંગળદાસ ગિરધરદાસની ધર્મશાળા ઉત્તમ સોઇવાળી છે.

## આગ્રા.

મથુરાથી આગ્રાની માત્ર બાર આના ટીકીટ છે. અહીં મુમતાજ મહાલ બેગમના સ્મરણ માટે તેના પતિ શાહજહાન બાદશાહે "તાજમહાલ" નામનો આરસપાણના પત્થરનો અતિ સુંદર મહેલ જમનાજીના કિનારે બનાવ્યો છે. મહેલને બંધાવ્યા ચારસો વર્ષ વિત્યા છતાં પણ તે જેવો ને તેવો તાજોજ માલુમ પડે છે. કિલ્લો પણ જોવા લાયક છે. અહીં શેત્રંજીઓ ઘણી જાતની નમુનેદાર બને છે.

## દિલ્હી.

મથુરાથી દિલ્હીના રૂા. ૧ાાા= ટીકેટ છે. યાત્રાનું વર્ણન દિલ્હી હિંદનું મખ્ય શહેર હોવાથી દિલ્હીથી શરૂ કરવું જોઇએ, પણ મથુરા એ પણ એક પવિત્ર ધામ તથા દિલ્હી પાસેનું શહેર હોવાથી પ્રથમ મૂક્યું છે. આ દિલ્હી–હસ્તિનાપુર એ પ્રાચીન નગર છે અને મહારાજા દિલીપનું વસાવેલું છે. આ નગરમાં પાંડવોએ રાજધાની રાખી મહાન રાજસૂય યજ્ઞ કર્યો હતો કે જે વખતે આખી પૃથ્વીના રાજા મહારાજાઓ એકઠા થયા હતા. છેલ્લા ભારત સમ્રાટ્ મહારાજા પૃથ્વીરાજ થયા તેની પણ રાજધાની આજ શહેરમાં હતી. મુસલમાન બાદશાહોએ તથા અંગ્રેજ સરકારે પણ આજ શહેરને રાજધાની તરીકે પસંદ કર્યું છે. આ એક મોટું શહેર છે, જ્યાં બહુ દેખાવડો મજબુત કિલ્લો છે તથા યમુનાજીને કિનારે હિંદુઓનું પ્રાચીન મુખ્ય તીર્થ નિગમ બોધ છે. ફતેહપુર સિક્રી, શાહજહાનની ભવ્ય મસ્જીદ, હુમાયુની કબર, કુતુબ મિનાર તથા મહારાજા પૃથ્વીરાજનું વસાવેલું પુરાતન દિલ્હી શહેરથી ૧૨ માઇલ દૂર છે. તૂટેલો કિલ્લો વિદ્યમાન છે. એ સ્થાન દક્ષિણમાં મહરોલી નામથી ઓળખાય છે. મહારાજા અનંગપાલના વખતના પણ સ્મરણ ચિન્હો આ સ્થળે છે. નવું દિલ્હી જે કરોડોના ખર્ચે તૈયાર થયું છે તે પણ જોવા જેવું છે. દિલ્હીની પ્રજા મોજી શોખી છે. લક્ષ્મીચંદ શેઠની ધર્મશાળા સ્ટેશનથી થોડી દૂર અને ગામની નજીક છે તે ઉતરવા માટે સગવડવાળી છે. મુસાફરે સાવચેત રહેવાની જરૂર છે.

## કાનપુર.

દિલ્હીથી કાનપુરનું રેલ ભાડું રૂ. ૪ાાા છે. આજકાલ આ એક

વેપારનું મોટું મથક થઇ પડયું છે ઊનના કપડા તથા સાકર બનાવવાની બાગેકમીલે એ ચાર ડ.ને કેળીને તેમાંથી પણ ઘણા સામાન બને છે. અહીં ગંગાજી વહે છે. કાનપુરથી ૧૬ માઇલ પર વિઠુર નામનું ગંગાજીના કિનારે હિંદુઓનું તીર્થ છે.

## લખનૌ અને અયોધ્યા.

કાનપુરથી લખનૌનું ભાડું રૂા. ૦ાા છે. લખનૌ શહેર ગોમતીને કાંઠે આવેલું સુંદર શહેર છે. તેના ઘણા ભાગ પડી ગયા છે. અહીં નવાબની રાજધાની હતી તે વખતમાં ભારે જાહોજલાલી હતી. અત્યારે પણ નવાબ જાગીરદારો તથા શોખીન નાગરિકો પુષ્કળ છે. અહીં અમીનાબાદ ઇમામવાડા વગેરે સ્થળો જોવા લાયક છે. અહીંથી થોડે દૂર સંડીલા સ્ટેશન છે તેની પાસે નૈમિષારણ્ય ક્ષેત્ર છે. લખનૌથી અયોધ્યાની ટીકેટ રૂા. ૧।~ છે. અયોધ્યા નગરી એ ભગવાન રામચંદ્રજીની જન્મભૂમિ છે અને સાત પુરીઓમાં એક છે. શહેરની બાજુમાં સરયૂ નદી અતિ વિશાળ પટમાં વહે છે. જન્મભૂમિનું સ્થાન બાદશાહી સમયની એક મસ્જીદની અંદર છે, જયાં એક નાનકડું મંદિર હૈયાત છે. જેમ કનકભુવન બહુ મરમ બનાવવામાં આવ્યું છે તેમ મહંત ગોવિંદદાસજીના મંદિરમાં એક હજાર બત્તીઓની આરતી થાય છે ને અતિ રમણીય દેખાય છે થોડે દૂર ઉંચાઇપર હનુમાનજીનું મંદિર છે તે પણ સુંદર છે સરયૂ નદીના પવિત્ર જળમાં સ્નાન કરી બીજા પણ નાના મોટા અનેક સ્થળ દર્શન કરવા જેવા છે. ચિત્રકૂટ પર્વત પ્રયાગથી નજીક છે તેની ટીકેટ રૂા. ૧। છે, તેના દર્શને પણ યાત્રીઓ જાય છે.

## પ્રયાગરાજ.

અયોધ્યાજીથી પ્રયાગનું ભાડું રૂા. ૧।।।ાા છે. પ્રયાગ તે અત્યારે અલ્હાબાદ નામથી પ્રસિદ્ધ છે. શહેરથી એ ત્રણ માઇલ દુરપર ગંગા યમુના સરસ્વતીનો સંગમ થાય છે. આ સંગમજ મૂખ્ય તીર્થ છે. એમાં સ્નાન કરવાનું મહાપુણ્ય ગણાય છે. દર વર્ષે મકરસંક્રાતિને દિવસે બહુ મોટો મેળો ભરાય છે, જે વખતે લાખો યાત્રી આવે છે. અહીંઆ એક અક્ષયવટ પણ છે. વટ કિલ્લાની અંદર આવેલા છે, તેના જમીનની નીચેથી બહુ અંધારામાં દર્શન થાય છે.

અહીં ભરદ્વાજ તથા વાલ્મીકિ મુનિના આશ્રમ છે એ પણ બહુ પવિત્ર સ્થળ છે. અલ્હાબાદ એ સંયુકત પ્રાંતની રાજધાની છે. હાઇકોર્ટ તથા યુનિવર્સિટી પણ છે. દેશભકત પંડિત મદનમોહન માલવિયાજીનું પણ આજ નિવાસ સ્થાન છે.

## કાશી. (બનારસ)

અલ્હાબાદથી કાશીનું રેલભાડું રૂા. ૧।ાા છે. રસ્તામાં વિંધ્યાચળ પર્વતનું તીર્થ આવે છે. અહીંપર પહાડની નીચે વિંધ્ય વાસિની દેવીનું મંદિર છે. નવરાત્રીમાં અહીંઆ બહુ મોટો મેળો થાય છે. અહીંથી બીજું સ્ટેશન મીરઝાપુર છે. આ શહેરમાં પિતળ કાંસાના સુંદર વાસણ, બને છે તથા ઉનના ઘણા કારખાના છે, જેમાં ઉત્તમ પ્રકારની શાલ બને છે.

મોગલ સરાઇ સ્ટેશન બહુ મોટું જંકશન છે. અહીંથી ઓ. આર. રેલમાં ગાડી બદલો બા કનારે કાશી પહોંચાય છે. મોગલ સરાઇથી કાશી ૭ માઇલ દૂર છે. આ સાત પુરાઓમાંની એક છે.

શ્રીગંગાજીના કિનારે ઘણા ઘાટો છે, તેમાં મણિકર્ણિકા ઘાટ મૂખ્ય છે. ગંગા સ્નાન કરી શ્રી વિશ્વનાથજી મહાદેવના મંદિરમાં દર્શન થાય છે, કે જે મૂખ્ય તીર્થ મનાય છે. આ દ્વાદશ જ્યોતર્લિંગોમાંનું એક છે. અહીંઆ અન્નપૂર્ણા દેવી, કાલભૈરવ, વેણીમાધવ, ગણપતિ આદિ મંદિરોમાં દર્શન અવશ્ય કરવા ઘટે છે. કાશી, સંસ્કૃત વિદ્યાનું મૂખ્ય ધામ છે. અહીં અનેક વિદ્વાન શાસ્ત્રી પંડિત તથા જ્ઞાની સંન્યાસીઓ નિવાસ કરે છે. ખીનખાબ ઝરીનું કામ, હાથ વણાટનું તથા પિતળના વાસણોપર નકશીનું કામ બહુ સુંદર થાય છે. અહીં આગળ રાજા જયસિંહનું બનાવેલું માનમંદિર જોવા લાયક છે. એમાંના જ્યોતિષ યંત્રને જોઇને અંગ્રેજ ખગોળ વેત્તાઓ પણ આશ્ચર્ય પામે છે. હિંદુ કોલેજ તથા હિંદુ વિશ્વવિદ્યાલય પણ અવશ્ય જોવા ઘટે છે. ઉતરવા માટે અનેક ધર્મશાળા સગવડવાળી છે.

## ગયાજી.

કાશીથી ગયાજીની ટીકીટ રૂા. ૨।૮ છે. અહીં પ્રથમ ફલ્ગુ નદીમાં સ્નાન થાય છે જે સ્નાનથી પિતૃઓનો મોક્ષ થવાનું શાસ્ત્રકારો જણાવે છે. ગયાજીમાં ઘણી જગ્યાએ શ્રાદ્ધ થાય છે પણ મૂખ્ય તો વિષ્ણુપદ પ્રેત શિલા છે. બુદ્ધ ગયામાં બરમા ચીન જપાનાદિ દૂરના દેશોમાંથી અનેક બૌદ્ધ યાત્રિ દર સાલ તીર્થ યાત્રાએ આવે છે. અહીંના ગોર યાત્રીને બહુ સતાવે છે. બને ત્યાં સુધી ગોરને ઘેર ન ઉતરતાં ગોરના મકાનોની પાસે શેઠ સૂર્યમલની બનાવેલી વિશાળ ધર્મશાળા જેમાં બધી સગવડતા છે તેમાં ઉતરવું. ગયામાં પથ્થરની ખરલ વાટકા વગેરે બહુ સારા બને છે.

## વૈજનાથ.

ગયાજીથી લખી સરાઇ થઇને જતાં જસીડીહ જંક્શન બદલી વૈજનાથ ધામ ઉતરવું. વૈજનાથ મહાદેવનું મંદિર એ દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનું એક છે. વૈજનાથજીની પાસે શિવગંગા નદી તળાવ જેવી છે. શિવજીની પિંડી લગભગ ચાર આંગળ ઉંચી છે. મંદિર બહુ પ્રાચીન અને વિશાળ છે. ગયાજીથી ટીકીટ રૂા. ૨ાા લેસે છે.

## કલકત્તા.

ગયાજીથી હાવરા સ્ટેશન (કલકત્તા)નું ભાડું રૂા. પાાાા છે. સ્ટેશનથી ગંગાજીપરનો પૂલ ઓળંગી શહેરમાં જવાય છે. શહેર ભારે જબર છે. અહીં અનેક કોલેજો તથા યુનિવર્સિટી છે. બંગાળીઓ વિદ્યા કળા તથા વિજ્ઞાનની શોધખોળમાં સારી પ્રગતિ કરી રહ્યા છે. હાઇકોર્ટ, વિક્ટોરીઆ મેમોરીઅલ, મ્યુઝીયમ તથા ચીડીયાખાનું જોવા લાયક છે. કાલિ માતાનું ભવ્ય મંદિર શહેરથી ૬ માઇલ દૂર હોઇ ટ્રામમાં જવાય છે, તેના દર્શન કરવા યોગ્ય છે. બંગાળીઓ માતાજીને બહુ માને છે. રામકૃષ્ણ પરમહંસ મહાત્માનો મઠ બેલુરમાં છે તથા રાણી રાસમણીનું મંદિર તથા તારકેશ્વર મહાદેવનું મંદિર જ્યાં એક કલાકે પહોંચાય છે તેનાં દર્શન પણ કરવાં ઘટે છે. કલકત્તાથી એક દિવસને રસ્તે ઢાકા છે ત્યાં હાથ વણાટનો ઉદ્યોગ ઘણો વખાણવા જેવો છે. બેંગાલમાં જ્યુટ-શણ બહુ પેદા થાય છે. કલકત્તા અને આસપાસમાં જ્યુટની ઘણી મીલો છે. કલકત્તાનો રેલ તથા સ્ટીમર રસ્તે દેશ પરદેશનો વેપાર ઘણા બહોળા પ્રમાણમાં ચાલે છે. ભાષા બંગાળી છે. ઉતરવાને માટે મલીક સ્ટ્રીટમાં બાબુ સુરજમલની ધર્મશાળા સોઇવાળી છે.

કલકત્તાથી કામરૂ—આસામ દેશ જ્યાં કામાક્ષી દેવીનું પ્રસિદ્ધ સ્થાન છે ત્યાં તથા ગંગાસાગર તીર્થના દર્શને પુષ્કળ યાત્રીઓ જાય છે.

## જગન્નાથ પુરી.

કલકત્તાથી ખડકપુર થઇને જગન્નાથ જવાય છે. રેલ ફી રૂા. પાા‿ છે. રસ્તામાં કટક શહેર આવે છે. કટકની ચારે બાજુ દરિયો છે. અહીં ચાંદીની ઉમદી ચીજો બને છે. અહીંથી આગળ જગન્નાથની તરફ ભૂવનેશ્વરીનું બહુ મોટું મંદિર આવે છે અને તે જગન્નાથજીની પહેલાનું કહેવામાં આવે છે. અહીંથી આગળ સાક્ષી-ગોપાળનું મંદિર છે. જગન્નાથની જાત્રા કર્યા પછી અહીં દર્શન કરવા જરૂરી છે કારણકે આ સાક્ષી સમાન છે. રાધાકૃષ્ણની મૂર્તિ લગભગ ૬ ફુટની છે. આ મૂર્તિ સુંદર અને દર્શન કરવા યોગ્ય છે.

જગન્નાથપુરીમાં માર્કંડેય સરોવર છે. અહીં માર્કંડેય ઋષિએ તપ કર્યું હતું. માર્કંડેય તથા ચંદન તળાવમાં સ્નાન કરવાનું મહાત્મ્ય છે. શ્રી જગન્નાથજીનું મંદિર બહુ મોટું છે. જગદીશ ભગવાનની મૂર્તિ બહુ વિશાળ છે. મસ્તકમાં હીરા ઘણો ચમકે છે મૂર્તિની જમણી તરફ બલભદ્રજી, સુભદ્રા બહેન તથા સુદર્શન ચક્ર બિરાજે છે. પુરીની નજીકમાં મહોદધી નામનો સમુદ્ર છે. અહીં સમુદ્રના સ્નાનનું બહુ ભારે મહાત્મ્ય છે. અહીં આગળ શ્રાધ કરવાથી રેતીના પિંડદાન કરવામાં આવે છે. સમુદ્રને કિનારે કબીરજી, નાનકજી તથા ટરમા બાઇ મહાત્માઓની મૂર્તિઓ છે.

પુરીમાં યાત્રીઓ રસોઈ બનાવે છે પણ વિશેષ કરી ભગવાનના પ્રસાદથીજ યાત્રી ભોજન કરે છે. અહીં કાચી પાકી રસોઇનો ભેદ નથી. પ્રસાદ માટે જાત ભાત આભડછેટનો જરાય બાધ ગણવામ

નથી આવતો. તમામ જાતિના લોક એક પંક્તિએ બેસી પ્રભુપ્રસાદનું ભોજન કરે છે. ભગવાનની રસોઇ કરવાનું બહુ મોટું સ્થાન છે જ્યાં અનેક પ્રકારની વસ્તુઓ બને છે. ભોગ ધરાવાની વસ્તુઓમાં મોટે ભાગે ભાત દાળ ખીચડી માલપુડા બને છે.

મંદિરથી જનકપુર બે માઇલ છે જે ભગવાનનું સાસરીયું કહેવાય છે. અહીં આશાડ માસમાં મેળો થાય છે. રથ જાત્રાની સ્વારી નીકળે છે. અહીંથી ચાલતી વખત શ્વેતગંગામાં સ્નાન કરવાની રીતિ છે. અહીંની ભાષા ઉડીયા છે. મોટે ભાગે માણુસો દાઢી મૂછ રાખતા નથી. એક ધોતી સિવાય બાકી અંગે ઉઘાડા રહે છે અહીં ગરમી બહુ સખ્ત પડે છે. નાળીએરનો પાક બહુ મોટો થાય છે. પાછા ફરતી વખત સાક્ષીગોપાળ અને ભૂવનેશ્વરની જાત્રા કરાય છે. સાક્ષી-ગોપાળનું ભાડું રૂા. ૦)=ાા ભૂવનેશ્વરનું રૂા. ૦)≡ અને ખુરદારોડ જંકશનનું ૦≡ છે. અહીં જગદ્‌ગુરૂ શ્રીમદ્ શંકરાચાર્યની ગાદી છે, જે ગોવર્ધન મઠ નામથી પ્રસિદ્ધ છે.

ખુરદા રોડથી મદ્રાસની ટીકીટ રૂા. ૧૨ાા- છે. સમુદ્રને કિનારે કિનારે રેલ જાય છે, રસ્તામાં ઘણા શહેર તથા નદીઓ મળે છે. બેજવાડા નામનું પ્રસિદ્ધ જંકશન આવે છે, જ્યાંથી દક્ષિણ હૈદ્રાબાદ નજીક છે. ભાડું રૂા. ૨ાા લાગે છે. હૈદ્રાબાદ શહેર મોટું છે. અહીં દેશી રાજ્ય નીઝામ સરકાર જે હિંદુસ્થાનમાં ગાયકવાડ ગ્વાલીયર મૈસુર તથા નીઝામ એમ ચાર મોટા રાજ્યો ગણાય છે તેમાંનું એક છે. મદ્રાસ શહેરમાં ઘણા સ્ટેશન છે, જેમાં "બીચ" બધાથી મોટું છે. શહેર બહુ મોટું અને મેડી બાંધણીનું જોવા લાયક છે. દક્ષિણ પ્રાંતની રાજધાની મદ્રાસ છે, જ્યાં ગવર્નર રહે છે. અહીં મદ્રાસ યુનિવર્સિટી—વિશ્વવિદ્યા-

લમ હાયકોર્ટ તથા દીવાદાંડી જોવા લાયક છે. અહીંના માણુસો મોટે ભાગે કાળા, માત્ર ધોતી પહેરી ચલાવનારા તથા મદ્રાસી ભાષા બોલનારા છે. મારવાડી બજારથી લગભગ ૩ માઇલ છેટે ભગવાન પાર્થસાર્થીનું મંદિર દર્શન કરવા યોગ્ય છે. બીજા પણુ ઘણુા મંદિરો છે. દરેક મંદિરની આગળ તળાવ હોય છે. અહીં રેશમી કિનારના ધોતી જોડા બહુ કિમતી થાય છે. પાન અને કેળા પણુ બહુ નીપજે છે.

## ચિદંબર.

મદ્રાસથી ચિદંબરનું ભાડું રૂા. ૩) છે. ચિંગલપેઠ થઇને ચિદંબર જવાય છે. અહીં આગળ શિવગંગા નદી છે, અને મહાદેવજીનું બહુ પુરાણું મંદિર છે જે મનુ ભગવાને સ્થાપેલું કહેવાય છે. મંદિર ઘણું મોટું છે. મંદિરના ચારે તરફના દરવાજા દશ દશ માળ જેવડા ઉંચા છે. બહાર ફરતા કોટરૂપી પરિક્રમામાં બાગ છે. અંદર તળાવ પણુ છે. ભગવાનની રાજસભાનું સ્થાન એટલું વિશાળ છે કે જ્યાં ૧૧૦૦ થાંભલા ઉભા કરવામાં આવ્યા છે. કમાડ સોના ચાંદીના છે. મંદિરની મિલકત કરોડો રૂપિયાની છે. હમણુા પણુ કોઇ નાટકોટના શાહુકારે ૨૫ લાખ રૂા. ખર્ચી મંદિરનું સમારકામ કરાવી દીધું છે. મંદિરમાં એક મૂર્તિ સોનાની જેને નટરાજ કહે છે, એક બીલ્લોરની તથા એક માણેકની છે. બીજી તરફ સિંહાસન ઉપર મોટી મૂર્તિ ગોવિંદરાજ શેષાવતારની છે. એક તરફ ચાંદીના સિંહાસન ઉપર શિવકામ સુંદરી દેવી છે. આટલી સમૃદ્ધિ બીજા કોઇ પણુ દેવસ્થાનમાં જોવામાં આવતી નથી.

ત્રિચિનાપલી (શ્રીરંગપટ્ટન) નું ભાડું ચિદંબરથી રૂા. ૧ાા= લાગે છે. સ્ટેશનથી અનુમાન એક માઇલ છેટે કાવેરી ગંગા છે. અહીંથી લગભગ ૨ માઇલ છેટે શ્રીરંગનાથ ભગવાનનું મંદિર છે. આ મંદિર ઘણું મોટું તથા રમણીય છે. આ મંદિરની સાત પરિક્રમા—કિલ્લા છે, જેમાં બહારના ત્રણ કિલ્લામાં શહેર વસેલું છે અને અંદરના ચાર કિલ્લાઓમાં મંદિરનો કોઠાર છે. હરેક ગઢનો દરવાજો જૂદો છે. આ મંદિરની હદ બીજા બધા મંદિરો કરતા વધારે છે. શ્રીરંગનાથજીની મૂર્તિ બે છે. એક નાની અને બીજી મોટી આઠ દશ હાથ લાંબી શેષશૈયા ઉપર બિરાજમાન છે. બીજી તરફ એક મંદિરમાં લક્ષ્મીજી છે. મંદિરમાં સોના ચાંદીના વાહન પાત્ર ઘણાં છે. શહેરની ચારે તરફ બગીચા જેવું છે. વૃંદાવનમાં શ્રીરામજીનું મંદિર આજ ઢબે બનાવવામાં આવ્યું છે, પણ વૃંદાવનનું મંદિર આથી બહુ નાનું છે. શ્રીરંગજી ઉપર સહસ્ત્ર નામથી તુળસી દળ ચઢાવવામાં આવે છે. મંદિરની સામે દશ બાર હાથ ઉંચી ગરૂડજીની મૂર્તિ પણ બહુ સુંદર છે. છોટી કાવેરી પર જંબુકેશ્વર મહાદેવનું મંદિર દર્શનીય છે. પીંડી જલતત્ત્વ છે. અહીં પણ નાટકોટના શાહુકારે પાંચ લાખ રૂપિયા મંદિરના સમાર કામમાં લગાવ્યા છે.

## સેતુબંધ રામેશ્વર.

ત્રિચિનાપલીથી રામેશ્વરનું ભાડું રૂા. ૩ાા= લાગે છે. અગાઉ અહીં ઠેઠ સુધી રેલ ન હતી, પણ હમણાં બની ગઇ છે. અહીં આગળ લક્ષ્મણ કુંડપર મુંડન કરાવાય છે. પછી ભગવાન રામેશ્વરજીના દર્શન થાય છે. મંદિર બહુ મોટું છે. મંદિરનો એક દરવાજો સમુદ્ર

તરફ બાર માળ જેટલો ઉંચો છે. બીજો બજાર તરફનો દશ માળ જેટલો ઉંચો છે. આ મંદિરને પણ ફરતા ગઢ છે શ્રીરામેશ્વરજીની મૂર્તિ પથ્થરની એક હાથ જેટલી ઉંચી છે. રામેશ્વર મહાદેવની જમણી તરફ શયન મંદિર છે. એ તરફ બીજું પાર્વતિજીનું પણ મંદિર છે. નિજ મંદિરની સામે સિંહાસન પર રામચંદ્રજી લક્ષ્મણજી સીતાજી તથા હનુમાનજીની મૂર્તિઓ વિરાજમાન છે. આ ધામ દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનું એક છે. શિવજીપર ગંગોત્રીના જળના શીશી ચડે છે અને શીવસહસ્ત્ર નામથી બીલીપત્ર ચડે છે. અહીં આગળ ચોવીશ તીર્થ છે, જેમાં સ્નાન કરવાનું મહાત્મ્ય ગણાય છે રામેશ્વરથી ૧ાા માઇલ પર રામજરૂખા નામનું સ્થાન છે, જ્યાં લંકાપર વિજય મેળવ્યા પછી ભગવાને બેસી સર્વનો સેવા પ્રમાણે ફળ આપ્યું હતું

રામેશ્વરથી ૧૧ માઇલ દૂર ધનુષ્યકોડી તીર્થ છે. હમણાં રેલ થયેલી છે પણ થોડું રેતીમાં ચાલવું પડે છે. અહીં આગળ સમુદ્ર ધનુષ્યાકાર છે. પૂર્વથી મહોદધી અને પશ્ચિમથી રત્નાગીરી બન્ને સમુદ્રનો ભેટો થયેલો છે. અહીં પાણી બહુ મોટા મોજાથી ઉંચે ઉછળે છે, ભમરો ખાય છે, તેથી કોઇ સ્ટીમર કે હોડી આવી શકતી નથી. અહીંથીજ ભગવાન રામચંદ્રજીએ લંકા વિજય કર્યા પછી ધનુષ્ય બળથી સેતુ તોડી નાંખ્યો હતો. અહીં તૈલંગી ભાષા બોલાય છે. માણસો માત્ર ધોતી પહેરી બાકી અંગે ઉઘાડા રહે છે. અહીંથી ચાલતી વખતે કોટી તીર્થમાં સ્નાન થાય છે, જે પછી કોઇ રોકાતું નથી. રામેશ્વરથી લંકા ( સિલોન ) સ્ટીમર જાય છે. કોલમ્બો જે બહુ મોટું શહેર અને બંદર છે ત્યાં સુધીનું ભાડું રૂા. ૩) છે. કોલમ્બોથી કાંડી રેલમાં જવાય છે જ્યાં અશોક વાટિકા

છે. પામ્બન જે શ્રીરામેશ્વરની પાસે છે, ત્યાંથી મંડપ સ્ટેશન સુધી હોડીમાં જવાય છે. અહીંની હોડી બેસવા સુવાને માટે ઘણી સગવડ વાળી છે.

## મદુરા.

રામેશ્વરથી મદુરાનું ભાડુ રૂ. ૨) છે. અહીં આગળ મિનાક્ષી દેવીનું બહુ જબરજસ્ત મંદિર છે. મંદિરની બહાર ગઢમાં લોઢાના કમાડ બહુ મોટા છે. કિલ્લાના દરવાજા દશ બાર માળ જેટલા ચારે બાજુ ઉંચા છે અને તેમાં દેવોની, અવતારોની તથા ઋષિમુનિઓની લીલા કોતરી કાઢી છે. અંદર એક ઓરડામાં તળાવ તથા ઘણી દુકાનો છે. શહેર પણ પ્રાચીન અને મોટું છે. બેસ સાડી તથા હાથવણાટનું જરીકામ ઘણું ઉત્તમ થાય છે. અહીંથી કન્યાકુમારી તોતાદ્રી જનાર્દન તથા પદ્મનાભના તીર્થો નિકટમાં છે. જનાર્દનનો ધુપ બહુ પવિત્ર ગણાય છે. પદ્મનાભ—ટ્રાવણકોરમાં પદ્મનાભ ભગવાનનું એક ભવ્ય મંદિર છે. જેમાં પદ્મનાભભગવાન બિરાજે છે. ટ્રાવણકોર રાજયની આવક ત્રણ કરોડ રૂપિયાની ગણાય છે. રાજયને તજ લવીંગ જાવંત્રી સુંઠ વિગેરે ગરમ તેજાનાની ઉત્પત્તિથી બહુ મોટી આવક થાય છે. પૂર્વના રાજાએ ભક્તિ ભાવથી ભગવાનને રાજય આખુ અર્પણ કરી દીધું છે અને હવે તેની પ્રજા એક ટ્રસ્ટી તરીકે વર્તે છે. ભગવાનના મંદિર તરફથી રોજ બે હજાર બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવાય છે. મંદિરના કિલ્લામાં તળાવ પણ બહુ મોટું છે.

## કાંચી.

મદુરાથી કાંચી સુધી ભાડું રૂ. ૬।।⌐ છે મદુરાથી પાછું ટ્રીચીનાપલી થઇ તાંજોર મયાવરં ચિંગલપેઠ થઇ શિવકાંચી પહોંચાય છે.

શિવકાંચી નગર સુંદર છે. બજાર પહોળી છે. અહીં શિવજીની પીંડી ચોરસ એક હાથ ઉંચી માટીની છે. આની ઉપર જલને બદલે તેલ ચઢે છે. આ પીડી પૃથ્વીતત્વ છે. અહીંઆ પણ શીવસહસ્ત્ર નામથી બિલિપત્ર ચઢે છે. મંદિર મોટું છે. મંદિરનું સમારકામ નાટકોટના શાહુકારે ૧૫ લાખ રૂ. વાપરી કરાવ્યું છે. અહીંની ત્રણ માઇલ દૂર વિષ્ણુકાંચી છે. બન્નેની વસ્તી લગભગ મળેલી છે. અહીં આગળ મંદિર બે માળનું છે. ભગવાનની મૂર્તિ એક નાની અને બીજી મોટી છે. બન્ને અતિ સુંદર છે. નીચે લક્ષ્મીજી તથા નૃસિંહજીનું મંદિર છે. અહીં પણ ભગવાનની સ્વારીના વાસણ વગેરે સોના ચાંદીના ઘણા છે. મંદિરની દિવાલોના પથ્થરો પર વેદ લખેલા છે. અહીં ભાષા દ્રાવિડી બોલાય છે. કાંચી સાત પુરીઓમાં એક છે. અહીંથી દક્ષિણમાં ત્રિવિલુર સ્ટેશનેથી વીર રાઘવજીના દર્શને જવાય છે.

## ત્રિપતિ બાલાજી.

કાંચીથી ત્રિપતિની ટીકીટ રૂા. ૧। છે. કાંચીથી આરકોનમ થઇને રેનીગુંટા સ્ટેશને ટ્રેઇન બદલી ૬ માઇલે ત્રિપતિ સ્ટેશન આવે છે. ત્રિપતિ શહેર સરસ છે. અહીં બાબા મનીરામની ધર્મશાળા છે. ત્રિપતિમાં ગોવિંદરાજનું મંદિર દર્શન કરવા યોગ્ય છે. ત્રિપતિથી લગભગ ૧॥ માઇલ બાલાજી પર્વત છે. આને વેંકટાચલ પણ કહે છે. પહાડની ચડાઇમાં કેટલીક જગ્યાએ પગથીઆ પણ છે. પર્વતપર વૃક્ષોનું બહુ ઘાટું વન છે. બાલાજીથી ૩ માઇલ દૂર પાપ નાશિની ગંગા છે, જેમાં સ્નાન કરવાથી પાપ પ્રક્ષાલન થતું પ્રત્યક્ષ દેખાય છે, અર્થાત્ સ્નાન કરતાંજ—પાણી ઉપર પડતાજ રંગ સફેદ થઇ જાય છે, જેવું કે ચાવલ—ચોખાનું ધોણ હોય છે. આ પાણી દૂર સુધી ગંગામાં

જુદી ધારારૂપે દેખાય છે. આનીજ બાજુમાં બીજી જળધારા છે તેમાં તેમ થતું નથી.

બાલાજી પર્વતપર પાંડવોની ગુફા તથા પાંડવ તીર્થ છે. મૂર્તિ શ્રી બાલાજી–વિષ્ણુભગવાનની સુંદર, વિશાળ, કૃષ્ણ વર્ણની છે. પહાડ નીચે ગરમી તથા પહાડપર શરદી રહે છે. અહીં આગળ બાબા હાથીરામનો મઠ છે જેનો ઠઠેરો બહુ મોટો છે. અહીંથી થોડે છેટે કલ્પ તીર્થ છે.

## હોસપેટ (પંપાપુર.)

ત્રિપતિથી હોંસપેટનુંભાડું રૂા. ૪ાᴤ છે. રસ્તામાં ગુંટકલ સ્ટેશને ગાડી બદલી નાની ગાડીમાં બેસી હોંસપેટ પહોંચાય છે. હોંસપેટથી પંપાપુર ૭ માઇલ દૂર છે. પંપાપુરમાં હમણા વસ્તી બહુ થોડી છે. અહીં આગળ તુંગભદ્રા નદી છે, જ્યાં પ્રથમ સુગ્રીવ રહેતા હતા. અહીંથી અડધો માઇલ ચક્રતીર્થ છે, જ્યાં સુગ્રીવનું બનાવેલું ભગવાન રામચંદ્રજીનું મંદિર છે. નદીની સામેપાર ઋષ્યમૂક પર્વત છે, જ્યાં શ્રીરામચંદ્રજીને હનુમાન તથા સુગ્રીવ સાથે પ્રથમ મેળાપ થયો હતો. અહીંઆ ભગવાન રામચંદ્રજીએ ઘણા દિવસો ગુજાર્યા હતા. તેમ અહીંથીજ ભગવાને લંકાપર ચઢાઇ કરવાની તૈયારી કરી હતી. એ વખતે અહીં પાણી ન હતું તેથી ભગવાને બાણ મારી પર્વતમાંથી નદી કાઢી છે જે હજી સુધી વિદ્યમાન છે. પંપાપુરથી ૩ માઇલ કિષ્કિંધા સુગ્રીવની રાજધાની છે અને દોઢ માઇલ પંપા સરોવર છે. અહીંની ભાષા કળવી કાણુ છે. અહીં પર્વતોપર ઉત્તમ તપોભૂમિ છે.

## પંઢરપુર ( વિઠ્ઠલનાથજી. )

હોસપેટથી પંઢરપુરની ટિકીટ રૂા. ૬ાા≈ છે. કુરડુવાડી જંકશનથી બીજી ગાડીમાં બેસી પહોંચાય છે. પંઢરપુરમાં ભગવાન પંઢરીનાથ, વિઠોબા અથવા વિઠ્ઠલનાથજીનું મંદિર ચંદ્રભાગા નદીના કાંઠે આવેલું છે. સ્નાન દર્શનનું બહુ ભારે મહાત્મ્ય છે. અષાડ વદિ ૧૧ ના અહીં બહુ મોટો મેળો ભરાય છે, જે વખતે હજારો યાત્રી આવે છે. ભક્ત શ્રી તુકારામ બુવાની મૂર્તિ પણ ભગવાનની સામે છે.

## નાશિક.

પંઢરપુરથી નાશિકનું ભાડું રૂા. પાા≈ લાગે છે. અહીં ભાષા મરાઠી બોલાય છે. અહીંથી કલ્યાણ જંકશન થઇને પુના પણ રેલમાં જવાય છે જ્યાં પ્રાતઃ સ્મરણીય હિંદુ રક્ષક શિવાજી મહારાજે સ્વાધીનતા મેળવી રાજધાની સ્થાપી હતી. પુના શહેર મોટું અને જાહોજલાલી-વાળું છે. બે ત્રણ મીલો કારખાના તથા કોલેજો છે. લોકમાન્ય તિલકનું પણ આજ જન્મ સ્થાન છે. પુનાથી ધોંડ મનમાડ થઇને હૈદ્રાબાદની રેલમાં દોલતાબાદ સ્ટેશનથી ૧૦ માઇલ દૂર ધુષ્ણેશ્વર મહાદેવ છે જે દ્વાદશ જ્યોતિ લિંગોમાંનું એક છે.

નાશિક શહેર, સ્ટેશનથી ૫ માઇલ દૂર હોઇ ત્યાં મોટર ટાંગા કે ટ્રામમાં પહોંચાય છે. ગોદાવરીને કાંઠે પંચવટી છે તેમાં ઘણી ધર્મશાળાઓ છે. સ્ટેશનથી શહેરમાં આવતા હિંદુ યાત્રીઓ પાસેથી મ્યુનિસિપાલિટી ચાર આના કર લે છે. ગોદાવરીમાં સ્નાન તથા ભગવાન રામચંદ્રજીના મંદિરમાં દર્શન થાય છે. થોડે દૂર એક ગુફા છે જે સીતા ગુફા કહેવાય છે. ગુફા પૃથ્વીની નીચે હોવાથી જવાનો રસ્તો ઘણો સાંકડો છે

જેમાં એક માણસ માંડ જઇ શકે છે. ગુફાની અંદર શ્રી રામચંદ્રજીનું મંદિર છે અને ગુફામાંજ બીજી તરફ શિવજીનું મંદિર છે. પંચવટીમાં અગાઉ પાંચ વડના ઝાડ હતા એથી એ પંચવટીના નામથી પ્રસિદ્ધ થયેલ છે. આ સ્થાન બહુ રમણીય છે. અહીંથી દોઢ માઇલ તપોવન છે. રસ્તામાં નાનાં મોટાં અનેક દર્શન આવે છે. પૂજારી લોકો મથુરા કાશી અયોધ્યા અને બીજા ક્ષેત્રોની માફક ભેટ ધરવાને માટે યાત્રીને બહુ સતાવે છે પણ યાત્રીએ તો પાત્ર જોઇને પોતાની શક્તિ તથા શ્રદ્ધા પ્રમાણેજ ધરવું. તપોવનમાંજ દંડકારણ્ય છે જ્યાં શ્રી રામચંદ્રજીએ સુર્પણખાનું નાક કાપ્યું હતું અને એજ પંચવટીની ગુફા બહારથી રાવણ છળ કરી સીતાજીને હરી ગયો હતો. નાશિક શહેર મોટું અને સરસ છે. પીતળની કારીગરી ઠીક બને છે. અહીંથી ૫ માઇલ છેટે પાંડવ ગુફા છે, જ્યાં ટાંગા, બેલ ગાડું કે મોટરમાં બેસી જવાય છે. પહાડપર પાંડવોના વખતની અદ્દભુત શિલ્પ કામવાળી ગુફાઓ છે જે બારીકાઇથી નિરીક્ષણ કરવા લાયક છે. નાશિકથી ૧૮ માઇલ દૂર ત્રંબક છે ત્યાં ગાડું ટાંગા અથવા મોટરમાં બેસી જવાય છે. અહીં ભગવાન ત્રંબકેશ્વર મહાદેવનું વિશાળ મંદિર છે, જે દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનું એક છે. બાજુમાં નિલગીરી પર્વતપર દેવ દર્શન છે તથા બ્રહ્મગીરી પર્વત જ્યાંથી ગોદાવરી નીકળે છે અને જ્યાં ગૌતમાદિ ઋષિઓએ તપ કર્યું હતું તે પણ દર્શન કરવા યોગ્ય છે. ડોળીનું સાધન નીચે મળી રહે છે. નાશિક—પંચવટીમાં શ્રીમહાપ્રભુજીની બેઠક પણ છે.

## મુંબઇ.

નાશિકથી મુંબઇ (બોરીબંદર) નું ભાડું રૂા. ૨ા છે. આ શહેર હિંદુસ્થાનમાં સૌથી મોટું શહેર છે. કલકત્તા પણ મોટું શહેર છે

જતાં મુંબઇ તેનાથી ઘણી ઘણી બાબતોમાં વધી જાય છે. મુંબઇ ઇલાકાની રાજધાનીનું થાણું અહીં હોઇ પ્રાંતનો ગવર્નર મુંબઇમાં રહે છે. દેશ પરદેશનો વેપાર અતિ જબર હોવાથી ભિન્ન પ્રાંત તથા દેશના લોકો મુંબઇમાં વસે છે. વસ્તી લગભગ પંદર લાખની છે. પાણી તથા જગ્યાની બહુ તંગી રહે છે. દર્શનમાં મમ્માદેવી, ભુલેશ્વર, મોટી હવેલી, નરનારાયણ, માધવબાગ, બાબુલનાથ, મહાલક્ષ્મીના મંદિરો દર્શન કરવા યોગ્ય છે. ચોપાટી, પાલવા, રાધાબાઇ ટાવર, ટંકશાળ, મોટી પોસ્ટ ઓફિસ, નવી ગોદી, કાપડની મીલો, બોરીબંદર સ્ટેશન, મુળજી જેઠા મારકીટ, રાણીનો બાગ તથા સંગ્રહસ્થાન વગેરે ખાસ જોવા લાયક છે. અહીં નાની મોટી કંઇક નિશાળો, કોલેજો, યુનિવર્સિટી તથા હાય કોર્ટ છે. કાપડની મીલો ૮૪ છે. તેમજ બીજા અનેક આટો પીસવાના, કાગળના તથા કાચના કારખાના છે. એક સ્થળેથી બીજે જવા માટે ટ્રામ તથા વિક્ટોરીઆ-ગાડી અને લોકલગાડી–રેલ પણ છે. ભાષા હિંદી, મરાઠી વગેરે ઘણી વપરાય છે પણ વિશેષ ગુજરાતી બોલાય છે.

## દ્વારકા.

મુંબઇથી જામનગર અથવા પોરબંદર રસ્તે ટ્રેનમાં દ્વારકા જવાય છે પણ સ્ટીમરમાં જવું સુગમતા ભર્યું છે. સ્ટીમર ભાડું ત્રીજા વર્ગનું રૂ. ૫) તથા બીજાનું રૂ. ૧૦) લાગે છે. બોટમાં ખાવાની ચીજો મળે છે, પણ મુસાફર પોતાની સાથેજ એક બે દિવસનું લઇ જાય છે. આગબોટ પ્રથમ વેરાવળ પછી માંગરોળ પછી પોરબંદર કલાક કલાક ઉભી રહી લગભગ ૩૬ કલાકે દ્વારકા પહોંચી કિનારેથી થોડે છેટે દરિયામાં ઉભી રહે છે. કિનારે જવા માટે હોડીઓ બાજુમાં

તૈયાર ઉભી હોય છે તેમાં બેસી પહોંચાય છે. હોડીઓ પણ ઠેઠ કિનારે જતી નથી, તે જરા છેટે રહે છે તેમાંથી ઉતરી એક આનો દેવાથી ખુરશીમાં બેસાડી ખારવાઓ ખાંધે ઉચકી પહોંચાડે છે. શ્રી દ્વારકા-નાથજીનું મંદિર બહુ ઉંચું અને પ્રાચીન છે. ભગવાનની મૂતિ લગભગ દોઢ હાથ ઉંચી અને અતિ મનોહર છે. આની જમણી તરફ પ્રદ્યુમ્નજીનું મંદિર છે. ડાબી તરફ ત્રીકમજીનું મંદિર છે. અહીં લગભગ ભગવાનની તમામ રાણીઓના મંદિર છે પણ રૂકમણીજીનું નથી. અહીંથી બે માઇલ દૂર રૂકમણીજીનું મંદિર બેટના રસ્તાપર છે. દુર્વાસા ઋષિનો શ્રાપ હોવાથી દ્વારકામાં રૂકમણીજી રહી શકતા નથી. અહીં સમુદ્ર સાથે ગોમતીજીનો સંગમ થાય છે. ગાયકવાડી રાજસત્તા છે, જે ગોમતીમાં સ્નાન કરવાનો રૂ. ૧ા દંડ પ્રત્યેક યાત્રી પાસેથી લે છે. અહીંના ગુગળી બ્રાહ્મણ ગોર બહુ માથાફોડીઆ તથા સ્વાર્થી હોઇ યાત્રીને સતાવે છે. દ્વારકામાં વસ્તી ૪૦ ૦) ધરતી છે. અહીં ભગવાની છાપ પણ લેવાય છે, ગૃહસ્થી કોઇ લેતાં નથી માત્ર સાધુ સંત લે છે. જગદ્‌ગુરૂ શ્રીમદ્ શંકરાચાર્યની ગાદી પણ અહીં છે. અહીંથી ૭ માઇલ બેટ છે જેનું મહાત્મ્ય પણ દ્વારકાના દર્શન જેટલું મોટું છે. ગાડામાં તથા હોડકામાં બેસી બેટ જઇ શકાય છે. વાઘેર—એક જાતના ક્ષત્રી લોકની વસ્તી વિશેષ હોઇ તેઓ ગરીબાઇને લીધે ખેતી ભાડા કરે છે. કોઇ ભલા હોય છે તેમ કોઇ દુઃખી હોઇ કેટલીક વખત તક જોઇ યાત્રીને લૂંટી પણ લે છે. બેટ સમુદ્રપર નાનું સરખુ બહુ શાંત સ્થળ છે. અહીં પણ દ્વારકાધિશ ભગવાનનું મંદિર છે બાજુમાં પ્રદ્યુમ્નજી ત્રીકમજી તથા ચાર રાણીઓ રાધિકાજી સત્યભામા જાંબવતી ને રૂકમણીના મંદિર છે. નિજ મંદિર—મૂખ્ય મંદિરમાં જવાની

ફી. રૂ. ૧॥। લાગે છે. અહીંથી બે માઇલ ગોપી તળાવ છે અને ગોપીનાથજી તથા ગોપાળજીના મંદિર છે. અહીંઆજ ગોપીચંદન થાય છે. અહીંથી બે માઈલ નાગનાથ મહાદેવજી છે. વડિઆ દરબાર બંગલા–મકાનો બંધાવી બેટમાં રહ્યા છે. અહીં શ્રી મહાપ્રભુજીની બેઠક છે.

## પોરબંદર (સુદામાપુરી.)

દ્વારકા બેટથી ગાડામાં બેસી, હોડીમાં બેસી અથવા સ્ટીમરમાં બેસી પોરબંદર જવાય છે. ગાડા રસ્તે લૂંટાવાની ધાસ્તી રહે છે. સ્ટીમર અઠવાડિઆમાં એક વખત મળે છે અને હોડીમાં માણસ દીઠ રૂા. ૧ આપી પહોંચાય છે પણ ફેર બહુ ચડે છે. પોરબંદરમાં ભગવાનના ભક્ત સુદામાજી જે બહુ દરિદ્ર હતા અને પાછળથી શ્રી કૃષ્ણ ભગવાનની કૃપાથી શ્રીમંત બન્યા હતા તેના દર્શન છે. સુદામાજીનું મંદિર બહુ સુંદર છે. શહેર સમુદ્રપર વસેલું છે બાંધણી પથ્થરની બહુ સરસ છે. અહીં રેશમી પાઘડી, ઉનના ધાબળા વગેરે ઘણા સારા બને છે.

## જુનાગઢ (ગિરનાર)

સૌરાષ્ટ્રનું પાટનગર જ્યાં મહારાજ રાખેંગારની રાજધાની હતી તે જુનાગઢ પોરબંદરથી જેતલસર થઇને આવતા ભાડુ રૂ. ૧॥ લાગે છે. જુનાગઢમાં નવાબની સત્તા છે. શહેર સારી બાંધણીનું લાખ સુંદર તથા મોટું છે. ગિરનાર પર્વત ૩ માઇલ દૂર છે જ્યાં ટાંગામાં બેસી જવાય છે. રસ્તામાં તળેટી નજીક દામોદર કુંડ, રેવતી કુંડ આવે છે તેમાં સ્નાન તથા ગીરધરજી, દામોદરજી, નરસિંહજી, ભાવનાથજીના દર્શન છે જેનુ મહાત્મ્ય મોટું છે. તળેટી આગળથી ગિરનાર

ચડતા પહેલા એક આનો આપી પાસ લેવો પડે છે તે લીધા બાદ નવહજાર બાંધેલા સુરસ પગથીઆની ચડાઇ ચડવી પડે છે. ડોળીઓ પણ ભાડે મળે છે. થોડું ચડયા પછી ગોપીચંદ ભરથરીજીની ગુફા આવે છે. પછી ગૌમુખી ગંગા આવે છે. અહીં આગળ મહારાજા રાખેંગારના મહેલ છે, ખાવા પીવાની ચીજો વેચનારી દુકાનો છે તથા જૈનોએ ખૂબ પૈસા ખર્ચી પોતાના દેવ દહેરા આણુ, પાલીતાણાના પર્વતોની માફક બનાવી જાત્રાનું ધામ બનાવ્યું છે. અહીંથી ઉપર ઉપર ચડતાં અંબિકાદેવીનું મંદિર છે. આગળ ગોરખનાથજીની ગુફા તથા સમાધિના દર્શન આવે છે તેની પછી ઉપર ચડતા ઓઘડનાથજીની સમાધિ તથા ગુરૂ દત્તાત્રયની ચરણ પાદુકાના દર્શન છે. રામાનંદ સ્વામીની સમાધિના દર્શન પણ અહીંજ છે. ગુરૂદત્ત પછી માતાજીનું મંદિર છે પણ ત્યાં રસ્તો બાંધેલો નહિ હોવ થી તેમજ અઘોરી અને પશુનો ભય પ્રસરેલો હોવાથી કોઇ જતું નથી. ગિરનારમાં સિદ્ધ પુરૂષોનો વાસ ગણાય છે. ગૌમુખી ગંગાથી નીચે હનુમાન વન તથા સીતા વન છે. તળેટીથી જુનાગઢને રસ્તે એક પ્રાચીન લાંબો શિલા લેખ છે જે મહારાજા અશોકના વખતનો કહેવાય છે. ગિરનારની તળેટીમાં દર વર્ષે મહાશિવરાત્રીને દિવસે મોટો મેળો ભરાય છે જ્યારે પચાસહજારથી વધારે લોક આવે છે. જુનાગઢથી વેરાવળ સુધી રેલ અને વેરાવળથી ટ્રામમાં પાટણ જવાય છે. અહીંઆ સોમનાથ મહાદેવનું પ્રાચીન મોટું મંદિર છે, જે દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનું એક છે. અહીંઆ પ્રભાસક્ષેત્ર અને યાદવ સ્થળ છે જ્યાંથી તમામ યાદવો તથા શ્રી કૃષ્ણ ભગવાન અને બળદેવજી સ્વર્ગમાં પધાર્યા હતા. મહમદ ગીઝની પણ અહીં સ્વારી આણી મૂર્તિ તોડી સૌરાષ્ટ્રની અગાધ સમૃદ્ધિ લૂટી ગયો હતો

અહીંઆ જ વિષયાંધ રાજા કરણઘેલો પણ કર્તવ્યનું ભાન ભૂલી જવાથી રાજ લક્ષ્મીથી પતન પામ્યો હતો. પ્રભાસ પાટણથી સાત ગાઉ ગાડા રસ્તે પ્રાચીને પીપળે જવાય છે ત્યાં શ્રાદ્ધ સરાવવાનું તથા પીપળાને પાણી રેડવાનું બહુ ભારે મહાત્મ્ય છે. પ્રાચીને પીપળેથી ૨૫ ગાઉ દૂર તુળશીશ્યામ નામનું ક્ષેત્ર ગિર જંગલમાં છે, ત્યાં ઉના થઇને ગાડામાં બેસી જવાય છે. તુળશી શ્યામમાં ગરમ પાણીના કુંડ છે તથા શ્યામ ભગવાનની દિવ્ય મનોહર મૂર્તિ છે, તેના દર્શન કરવા યોગ્ય છે. જુનાગઢથી રેલ રસ્તે અમરેલી તથા બગસરા શહેર છે જ્યાં જુદી જુદી જાતનું હાથ વણાટનું કાપડ કામ બહુ સુંદર મોટા પ્રમાણમાં બને છે. માધવપુરમાં માધવરાયજી ભગવાનના અને સારંગપુરમાં હનુમાનજીના દર્શનનું મહાત્મ્ય મોટું ગણાય છે.

## અમદાવાદ.

જુનાગઢથી અમદાવાદ ( રાજનગર ) નું ભાડું રૂ. ૬|- છે. રાજકોટ વઢવાણ થઇને વિરમગામ આવી ગાડી બદલી સામેની ગાડીમાં બેસી અમદાવાદ પહોંચાય છે. આ એક પુરાતન બહુ મોટું શહેર છે. અહીં કાપડની ૫૦-૭૦ મોટી મીલો છે તેમ લક્ષાધિપતિ શ્રીમંતો પુષ્કળ છે. ગુજરાતનું પાટનગર હોઇ નવાબની રાજધાની અહીંઆ હતી, પુરાણો કિલ્લો તથા તેમાં આવેલું ભદ્રકાળીનું મંદિર દર્શનીય છે. સ્વામીનારાયણ સંપ્રદાયની ગાદી તથા મંદિર ગઢડા વડતાળની માફક અહીંઆ પણ છે. તે સંપ્રદાયના આચાર્યની ગાદી તથા ઘણું મોટું મંદિર લાખોની માલ મીલકતવાળું છે. અહીંથી મુંબઇ રસ્તે જતાં રેલમાં બે કલાકને રસ્તે વડોદરા ત્યાંથી બે કલાકને રસ્તે નર્મદા

તટે ભરૂચ [ભૃગુપુર] અને ત્યાંથી બે કલાકને રસ્તે સુરત એમ અનુક્રમે મોટા અને સુંદર શહેરો આવે છે તે જોવા લાયક છે. પાવાગઢમાં બહેચરાજી માતાનું પ્રસિદ્ધ મંદિર છે તે પણ જાત્રાનું સ્થળ છે.

## ડાકોરજી.

અમદાવાદથી ડાકોરનુ ભાડું રૂા. ૦ાાાાા છે. આણંદ ગાડી બદલી ડાકોર જવાય છે. બુડાણા ભક્તને દ્વારકાના ગુગળી બ્રાહ્મણોએ બહુ સતાવ્યો એટલે બુડાણો ડાકોર આવ્યો. ભક્તાધીન ભગવાન પણ દ્વારકા છોડી અહીં ગોમતીજી સાથે પધાર્યા. એથી વળી જ્યારે ગુગળીઓએ તોફાન જગાડયું ત્યારે ભગવાનનું એક સ્વરૂપ અહીં રહ્યું અને એક દ્વારકામાં રહ્યું. ભગવાન રણછોડજીની મૂર્તિ સવા હાથ ઉંચી અતિ મનોહર છે. ચાર આના આપવાથી ચર્ણસ્પર્શ થાય છે. મંદિર પાસે ગોમતી તળાવ છે તેમાં બહુ નિર્મળ જળ છે. બાજુમાં લક્ષ્મીજી, બલદેવજી તથા બોડાણા ભક્તની મુર્તિ છે. ડાકોરમાં મોટી ગૌશાળા તથા વેદ –પાઠશાળા પણ છે. વસ્તી બ્રાહ્મણોની બહુ મોટી છે. મંદિર સરકારના અધિકાર નીચે ટ્રસ્ટના હાથમાં છે. ડાકોરથી ઉજ્જેનનું ભાડું રૂા. ૪ાા છે. ગોધરા થઈને સિદ્ધપુર પાટણ પહોંચાય છે. સિદ્ધપુરમાં શ્રાદ્ધ કરવાનું મહાત્મ્ય છે. સિદ્ધપુરથી આબુ પર્વત જે સિદ્ધ પુરૂષોનું ધામ મનાય છે તે વટાવી રતલામ અવાય છે. રતલામ શહેર પણ સુંદર છે. રતલામથી ઉજ્જેન જે સાત પુરીઓમાં એક મનાય છે ત્યાં પહોંચાય છે. અહીં શહેરની નજીક ક્ષિપ્રા નદી છે. શહેરમાં મહાકાલેશ્વર મહાદેવજીનું મંદિર છે, જે દ્વાદશ જ્યોતિર્લિંગો માંહેનું એક છે. અહીંઆ હજી સુધી વીર વિક્રમાદિત્ય મહારાજાના કિલ્લાના

ફરશાળા હયાત છે. ઉજ્જેન શહેર મોટું અને ઘણું પ્રાચીન છે. શહેરથી થોડેક છેટે ગોપીચંદ ભર્તૃહરીની ગુફા છે. અને થોડેજ દૂર સિદ્ધવન તથા સાંદીપન ઋષિનું સ્થાન છે જ્યાં દ્વારકાં જતાં થોડો વખત શ્રીકૃષ્ણ ભગવાને વિદ્યાભ્યાસ કર્યો હતો.

## શ્રી નાથદ્વારા.

ઉજ્જેનથી રતલામ થઈ ચિતોડ જવાય છે. ભાડું રૂા. ૩।~ લાગે છે. ઉદેપુર તથા ચિત્તોડ બહુ પુરાના શહેર છે. હિંદુ ધર્મની રક્ષા તથા હિંદની સ્વાધીનતા બાપા રાવળના વંશજ વીર કેસરી મહારાણા પ્રતાપે અરવલ્લીના વિકટ પહાડોમાં અસહ્ય દુઃખ ભોગવી મેવાડની રાજધાનીના આ પાટનગરોમાં જાળવી હતી. હજુ પણ ચિત્તોડ ઉદેપુરના કિલ્લાઓ વિધ્વંસ ખંડીયેરોના સંસ્મરણ-રૂપે જોવા લાયક છે.

ચિતોડથી નાથદ્વારા સ્ટેશન ઉતરવું પડે છે. ભાડું રૂા. ૦॥≈ છે. સ્ટેશનથી સાત કોશ ગાડામાં બેસી શ્રી નાથદ્વાર પહોંચાય છે. મુસલમાની રાજસત્તા પ્રબળ બની ત્રાસ ફેલાવા માંડી ત્યારે ભગવાનની આજ્ઞાથી આચાર્ય મહારાજે શ્રી ઠાકોરજીને પધરાવી સ્વાધીન ધર્મનિષ્ટ ઉદેપુર રાજ્યમાં આવી શ્રી નાથદ્વારમાં નિવાસ કર્યો. મહારાણાશ્રીએ પ્રેમપૂર્વક આચાર્યશ્રીનો સત્કાર કરી કંઇ ગામો તથા દ્રવ્ય સંપૂર્ણ સત્તા સાથે ઠાકોરજીની સેવામાં અર્પણ કર્યાં. આજપણ શ્રી નાથદ્વારની હદમાં આચાર્યશ્રીની દીવાની ફોજદારી ચાલે છે. શ્રી નાથજી ભગવાનનું મંદિર ભવ્ય છે. મંદિરમાં ભગવાનની સવા બે હાથ ઉંચી અતિ રમણીય પ્રતિમા બિરાજે છે.

ભગવાનને રોજ ૧૧૦૦) રૂપિયાનો ભોગ આરોગાવાય છે. ભોગની વસ્તુ કેસર કસ્તુરીથી તથા અનેક જાતના સુંદર પકવાનોથી તૈયાર કરી ઠાકોરજીને ધરાવાય છે, અને તેજ વસ્તુ પ્રસાદી રૂપે બજારમાં વેચાય છે. આવી ઉમદા વસ્તુઓ–મીઠાઈ ક્યાંય બીજે જોવામાં નથી આવતી.

## ઓંકારનાથ.

ઉજ્જેનથી ઓંકારનાથનું ભાડું રૂા. ૧)≡ છે. ઈંદોર થઈને ખેડીઘાટ સ્ટેશને ઉતરી ૫ કોસ ગાડા રસ્તે ઓંકારજી જવાય છે. ઈંદોર શહેર પણ સરસ અને મોટું છે, ખેડીઘાટથી બેલગાડામાં જતાં પ્રથમ વિષ્ણુપુરી આવે છે પછી નાવ–હોડકામાં બેસી નર્મદાજી પાર કરીને શિવપુરીમાં ઓંકારનાથજીને મંદિર પહોંચાય છે. મંદિર જરા પહાડ પર ચડાઈએ છે. મૂર્તિ એક હાથ ઉંચી છે. અહીં નાના સરખા ભીલ્લ રાજાનું રહેઠાણ છે. મહાદેવજીને લોકો ગંગોત્રીના જલની શીશી ચડાવે છે.

## અજમેર (પુષ્કર)

ચિત્તોડથી અજમેરનું ભાડું રૂા. ૧॥।≡ છે. શહેર સુંદર બાંધણીનું તથા મોટું છે. ખ્વાજા પીરની દરગાહ બહુ મોટા મકાનમાં છે. અહીં સેંકડો મુસલમાન જાત્રાએ આવે છે. પહાડની ઉપર એક પુરાણો કિલ્લો છે. બીજા પણ જોવા લાયક કઈક મંદિર અને મકાન છે. અજમેરથી ૮ માઇલ દૂર પુષ્કરરાજ તીર્થ છે. પુષ્કરરાજ એક મોટું તળાવ છે. તળાવમાં મગર ઘણા છે.

કોઇ બરાબર તળાવની મધ્યમાં સ્નાન કરી શકતું નથી. અહીંઆ પિતામહ બ્રહ્માજીનું મંદિર અદ્વિતીય અને પરમ માન્ય છે. અહીં શ્રાદ્ધનું મહાત્મ્ય મોટું ગણાય છે. અહીંથી દોઢ માઇલ પર ઉંચે પહાડપર સાવિત્રીજીનું મંદિર છે અને દોઢ માઇલ પર વૃદ્ધ પુષ્કર પણ છે, જ્યાં રેતીમાં પાણીનો નિવાસ છે કે જે આવા કઠણ સમયમાં પણ પોતાનો પ્રભાવ બતાવી રહેલ છે. પુષ્કરમાં બે વસ્તી કહેવાય છે. નાની વસ્તીમાં ગૌડ બ્રાહ્મણ ગોર રહે છે અને મોટી વસ્તીમાં પારાશર બ્રાહ્મણ ગોર રહે છે. અજમેરથી કૃષ્ણગઢની ટિકીટ રૂા. ૦।= આના છે.

## કૃષ્ણગઢ અને સલેમાબાદ.

કૃષ્ણગઢમાં કૃષ્ણગઢના રાજાની રાજધાની છે. અહીંઆ એક મોટો કિલ્લો, તળાવ તથા બીજા પણ જોવા લાયક સ્થાનો ઘણા છે.

કૃષ્ણગઢથી સલેમાબાદ ૧૦ માઇલ દૂર છે. સ્ટેશનથી વાહન મળી શકે છે. ઉતરવાને માટે ધર્મશાળા છે. સલેમાબાદમાં નિમ્બાર્ક સંપ્રદાયની મુખ્ય ગાદી છે. અહીં શ્રીજી મહારાજ બિરાજે છે. અને બંગાલીઓના મસ્તકના ઠાકુર શ્રી રાધા માધવજીનું મંદિર દર્શન કરવા યોગ્ય છે. રતનદેવજીની સમાધી પણ અહીં છે. અહીંઆ શ્રી ઠાકોરજીનો ભોગ ઉત્સવ વખતે ધરાવાય છે. ગામમાં તળાવ કુવા મોટા મકાનોમાં છે તે તથા બીજી ઘણી વસ્તુ જોવા લાયક છે.

## જયપુર.

અજમેરથી જયપુરનું ભાડું રૂા. ૧।= છે. શહેર જોવા લાયક છે, બજાર બહુ પહોળી અને સીધી ભપકાદાર છે હિંદુસ્તાનમાં

દેશી કારીગરીમાં જયપુર વખણાય છે. જયપુરથી દિલ્હી આવતા રસ્તામાં અલ્વર કોટા તથા રેવાડી શહેર આવે છે, તે બહુ સુંદર છે. રેવાડી અને દિલ્હીની વચ્ચે ફરૂખ નામનું નાનું મઝાનું શહેર છે, જ્યાં પ્રથમ મોઠું બનતું હતું. ફરૂખ શહેર અને દિલ્હીની વચ્ચે ગુરગાવમાં શીતલાદેવીનું પ્રસિદ્ધ મંદિર છે. અહીં ચૈત્રથી અશાડ સુધી દર સોમવારે બહુ મોટો મેળો ભરાય છે. પાંડવ કૌરવના ગુરૂ દ્રોણાચાર્યનું સ્થાન તથા મંદિર પણ છે. જયપુરથી દિલ્હીનું ભાડું રૂ. ૩। છે.

## કુરૂક્ષેત્ર.

દિલ્હીથી થાનેશ્વર સ્ટેશનનું ભાડું રૂ. ૧॥ છે. અહીંથી થોડે છેટે કુરૂક્ષેત્ર નામનું મોટું સરોવર છે. સૂર્યગ્રહણ વખતે અહીં બહુ મોટો મેળો થાય છે, જે વખતે દાન દેવામાં બહુ ભારે પુણ્ય મનાય છે. આ ભૂમિમાં કૌરવ પાંડવો વચ્ચે મહાભારત યુદ્ધ થયું હતું. ૧૧ અક્ષૌહિણી સેનાવાળા બહુ બળવાન કૌરવોની હાર થઇ હતી અને સાત અક્ષૌહિણી સેનાવાળા પાંડવોની જીત થઇ હતી. કારણ કે પાંડવોનો પક્ષ સત્ય હોવાથી વીર અર્જુનના સારથી શ્રી કૃષ્ણ ભગવાન સ્વયં થઇ પાંડવોને સહાય કરી હતી.

## હરિદ્વાર.

દિલ્હીથી હરિદ્વારનું ભાડું રૂ. ૩)ના છે મિરત, સહરનપુર થઇને એક રસ્તો છે અને બીજો મોરાદાબાદ થઇને જવાથી રસ્તામાં ગુમ મુક્તેશ્વર નામનો ગંગાજીનો એક ઘાટ આવે છે, જ્યાં ચૈત્ર અને કાર્તક

આસમાં બહુ મોટો મેળો ભરાય છે. આ વખતે લાખો રૂપિયાનો માલ વેચાય છે પ્રાયઃ એવો મેળો હિંદુસ્થાન આખામાં કયાંય થતો નથી.

હરિદ્વારની પાસે કનખલમાં ગંગાજીને કાંઠે દક્ષેશ્વર મહાદેવના દર્શન છે. આ દ્વાદશ જ્યોતિર્લિંગોમાંહેનું એક છે. કનખલમાં દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કર્યો હતો, પણ શિવજીની અવજ્ઞા કરવાથી વિરભદ્રે યજ્ઞનો વિધ્વંસ કર્યો હતો. કનખલમાં સાધુ મહંતોની ઘણી ગાદી તથા સ્થાન છે. હરિદ્વાર સાત પુરીઓમાં એક છે. અહીં "હરિ કી પેંડી" નામનો શ્રી ગંગાજીનો ઘાટ મૂખ્ય સ્નાન દર્શન યોગ્ય છે.

## પશુપતિનાથ (નેપાલ).

કાશીથી રકસોલ સ્ટેશન સુધીની ટિકીટ રૂ. ૩।~ છે. રકસોલથી પશુપતિનાજી ૬૬ માઇલ દૂર હોઇ વીરગંજ ભીમફેરી થઇ પાંચમે દિવસ પગ રસ્તે પહોંચાય છે. રસ્તો કઠિન ચડાઇવાળો છે. ડોળીમાં બેસીને પણ જવાય છે.

પશુપતિનાથજી એ દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનુ એક છે. મંદિર અતિ ભવ્ય છે. મહાદેવની ચાર મુખવાળી ત્રણ હાથ ઉંચી દેદીપ્યમાન પ્રતિમા છે જેની નેપાલના સ્વતંત્ર રાજાધિરાજ તરફથી પાંચ વેદશાસ્ત્ર સંપન્ન પવિત્ર દક્ષિણી બ્રાહ્મણો પૂજા કરે છે. મંદિરનું વાર્ષિક ખર્ચ રૂપિયા બે લાખ છે. નેપાલનો રાજા હિંદુ છે. રાજ અતિ બળવાન અને દુનિયાના બીજા રાજ્યોની માફક સ્વતંત્ર છે. રાજસ્થાનીનુ મૂખ્ય શહેર ખટમંડુ છે. દેશ પહાડી અને ઠંડીવાળો છે. ખાવા પીવાની ચીજો વિદેશ ચડાવવાનો મનાઇ હોવાથી સસ્તી વેચાય છે. બીજા દિવસોમાં અટકાયત થાય છે પણ મહા શિવરાત્રીને દિવસે

પશુપતિનાથજીમાં બહુ મોટો મેળો ભરાય છે, તે વખતે જાત્રાએ જવાથી કોઇ અટકાવતું નથી. સાધુ મહાત્મા જાત્રાએ ખાસ કરી જાય છે. નેપાલમાં કસ્તુરી થાય છે.

## અમૃતસર-લાહોર.

હરિદ્વારથી અમૃતસરનુ ભાડું રૂા. ૪ાા લાગે છે. અમૃતસર એક મોટું અને સુંદર શહેર છે. નાનક સંપ્રદાયનું સુવર્ણ મંદિર શહેરની મધ્યમાં એક તળાવની વચ્ચે છે મંદિરમાં ગ્રંથ સાહેબની પૂજા થાય છે તથા શિરાનો પ્રસાદ ધરાવાય છે, જે દર્શન કરનારને અપાય છે. શીખલોકોનું આ મૂખ્ય ધામ હોવાથી તેઓ તીર્થયાત્રાએ તથા દર્શને બહુ આવે છે. અહીંથી એક કલાકને રસ્તે લાહોર શહેર છે જે પંજાબનું મૂખ્ય અને ઘણું મોટું તથા સુંદર શહેર છે. પંજાબનો સુબો અહીં રહે છે. અહીં હાથ કાગળના કારખાના તથા કોલેજો અને યુનિવર્સિટી છે. અહીં પંજાબી ભાષા બોલાય છે. અમૃતસરથી રાવલપીંડીનું રેલ ભાડું રૂા. ૩ાા= છે. રાવલપીંડીથી કાશ્મીરનું પાટનગર શ્રીનગર ૧૯૬ માઇલ દૂર છે ઠેઠ સુધી બાંધેલી સડક છે. ટાંગામાં પાંચ દિવસે શ્રીનગર પહોંચાય છે. ભાડું એક સ્વારીનું રૂા. ૧૨) થી ૧૫) પડે છે.

## અમરનાથ (કાશ્મીર).

કાશ્મીર બહુ સુંદર અને રમણીય દેશ છે. શ્રીનગર શહેરમાં રાજાની રાજધાની છે. રાજા હિંદુ છે અને ધર્મનિષ્ઠ છે, પણ સ્વતંત્રતા પ્રિય નહિ હોવાથી અંગ્રેજની સત્તા નીચે છે. પ્રજા ગરીબડી ગંદી તથા ઓછી ભણેલી છે. શ્રીનગરમાં રેશમના આઠ નવ કાર-

ખાના છે આસપાસમાં જોવાલાયક ઘણા સુંદર સ્થળો છે. પાસેના પર્વતોના શિખર પર બરફ હમેશા રહ્યા કરે છે. શિયાળામાં બરફ પડવાથી ઠંડી બહુ રહે છે શ્રીનગર મોટુ શહેર છે. શહેરની આસપાસ ફરતી નહેર છે. નહેરમાં હોડી હોડકા પુષ્કળ રહે છે. ઉનાળામાં અંગ્રેજો તથા શ્રીમતો હવા ખાવા મોટી સંખ્યામાં આવે છે. હોડી ભાડે રાખી ઘણા તો સઘળો વખત હોડીમાંજ રહે છે. શ્રીનગરથી અમરનાથજી પાંચ દિવસે પહોંચાય છે. ભગવાન શિવજીની પીંડી અપલીંગ બરફની છે આ પીંડી કૃષ્ણ પક્ષમાં ક્રમે ક્રમે પોતાની મેળે ઘટે છે અને શુકલ પક્ષમાં એની મેળે વધે છે. અહીં એક કબુતરનું જોડું દર પૂર્ણિમાએ અવશ્ય દેખાય છે જેના દર્શન કરવાનું પણ મોટું પુણ્ય છે અમરનાથ દ્વાદશ જ્યોતિર્લિંગોમાંનું એક છે.

## જવાલાજી.

પઠાન કોટના સ્ટેશનથી કાંગડ જતા કાંગડમાં પણ દેવીજીનું પ્રસિદ્ધ પૂજનીય મંદિર છે. કાંગડથી થોડે છેટે જવાલાજી છે. અહીં દેવીની મૂર્તિ અગ્નિતત્ત્વમય છે. અર્થાત્ મંદિરની વચ્ચે તથા અન્ય સ્થાનમાં પણ અગ્નિની જ્યોતિ પ્રકાશે છે બન્ને સ્થળે નવરાત્રીમાં બહુ મોટો મેળો ભરાય છે. દિલ્હીથી પઠાનકોટની ટિકીટ રૂ. ૭।। છે.

## કરાચી.

રાવલપીંડીથી કરાંચીનું રેલભાડું ૧૭)≈ છે અને એક દિવસ આઠ કલાકે કરાંચી પહોંચાય છે. કરાંચી એ સમુદ્ર તટે એક મોટું સુંદર શહેર છે. અહીંનો દરિયાઇ વેપાર ઘણો મોટો છે. ભાષા સિંધી બોલાય છે. કરાંચીથી એક કલાકને રસ્તે હૈદ્રાબાદ પહોંચાય

છે. આ પણ મોટું શહેર છે. સિંધનું પાટનગર હોઇ કમીશનરનું થાણું અહીં રહે છે. અહીં હાથીદાંતનું કામ ઘણું સારૂં થાય છે. કરાચીથી મુંબઇનું રેલ ભાડું રૂા. ૧૭ા≈ છે. તથા મારવાડ રસ્તે રેલ ભાડું રૂા. છે.

## હિંગળાજ માતા.

કરાચીથી ૧૮ દિવસને પગ રસ્તે હિંગળાજ દેવીનું પ્રસિદ્ધ સ્થાન છે. રસ્તો સમુદ્રના કિનારે કિનારે જાય છે. ઉંટનું વાહન મળે છે. રસ્તો વિકટ છે. ધર્મશાળા દુકાન કે પાણીનું સાધન નથી તો પણ દેવી ભકતો જાત્રાએ સારી સંખ્યામાં જાય છે.

## કચ્છ–ભૂજ (નારાયણ સરોવર).

મુંબઇથી સ્ટીમર રસ્તે માંડવી જવાય છે, જેનું ભાડું રૂા. ૧૦) છે. તેમ મુંબઇથી મોરબી સુધી રેલમાં અને મોરબીથી માંડવી સુધી સ્ટીમરમાં પણ જવાય છે. ભાડું રૂા. ૧૨) છે.

માંડવી એ કચ્છનું મૂખ્ય બંદર છે. કચ્છમાં રાવ મહારાજની સત્તા છે. કચ્છની રાજધાનીનું શહેર ભૂજ છે, જયાં માંડવીથી ટ્રેઇનમાં જવાય છે. કચ્છમાં કોરીનું ચલણ છે. ભાષા કચ્છી બોલાય છે. કચ્છી વાણીઆ લુવાણા ભાટીઆ મુંબઇમાં ઘણી મોટી સંખ્યામાં છે, જેમાંના કેટલાક સાહસિક બુદ્ધિથી વેપાર ખેડી લક્ષાધિપતિની સ્થિતિ પ્રાપ્ત કરી શકયા છે, ભૂજથી નારાયણ સરોવર નામનું પ્રસિદ્ધ તીર્થ થોડે દૂર છે. અહીં સ્નાન કરવાનું મહાત્મ્ય બહુ મોટું ગણાય છે.

## નાગપુર (ચંપારણ્ય)

મુંબઇથી જી. આઇ. પી. રેલમાં સીધું ભુસાવલ આકોલા થઇ નાગપુર જવાય છે. રેલ ભાડું રૂ. ૧૦ાાા~ છે. નાગપુર ઘણું મોટું શહેર છે.

નાગપુર એ બિરાર અને સી. પી. નું પાટનગર હોઇ કમીશનર વગેરે અહીં રહે છે. બિરાર સી. પી. માં રૂનો પાક ઘણો મોટો થતો હોવાથી અહી કાપડની બે ત્રણ મીલો તથા દશ બાર જીનો છે. હાથવણાટનું કામ પણ બહુ સુંદર અને મોટા પાયાપર થાય છે. ધોતી, સાડી, ખેસ વગેરે ઉત્તમ બને છે. આખા બિરારની રીત પ્રમાણે દર અડવાડિએ ઇતવારી બજારમાં ગુજરી–બજાર ભરાય છે, જે વખતે તમામ ચીજ બજારમાં વેચાવા આવે છે. ભાષા હિન્દી મરાઠી તથા મુડી બોલાય છે. અહીંથી ચંપારણ્ય નામનું પવિત્ર તીર્થ સ્થાન નજીક છે જ્યાં રાયપુર થઇને જવાય છે. ચંપારણ્યમાં વૈષ્ણવ સંપ્રદાયના સંસ્થાપક ભગવદ્ સ્વરૂપ આચાર્યશ્રી મહાપ્રભુજી (વલ્લભાચાર્યજી) મહારાજનો જન્મ સં. ૧૫૩૫ ચૈત્ર વદિ ૧૧ ને દિન થયો હતો.

## હરિદ્વારથી યમનોત્રી.

હરિદ્વાર જેને ગંગાદ્વાર પણ કહે છે ત્યાં મૂખ્ય તીર્થ હરકી પેંડી, કુશાવર્ત બીલવક ભીમગોડા નીલપર્વત અને કનખલ છે. આ સ્થાનોમાં દર્શન સ્નાનાદિક કરી શ્રી બદ્રીનાથની યાત્રાએ પ્રસ્થાન કરવું. હરિદ્વારથી ડેહરાડુનની રેલ ફી રૂ. ૦ાા≈ છે. અહીંથી સાત માઇલ રાજપુર, રાજપુરથી સાત માઇલ મસુરી, મસુરીથી ૬ માઇલ જાલકી ધર્મશાળા, ધર્મશાળાથી ૮ માઇલ ધનોલ્ટી, ધનોલ્ટીથી ૮ માઇલ કાણુ-તાલ, કાણુતાલથી ૧૦માઇલ બલદ.ણુા,અહીથી ૫ માઇલ છામ, છામથી ૫ માઇલ નગુણ, અને નગુણથી ૫ માઇલ ધરાસુ છે. ધરાસુથી એક માર્ગ યમનોત્રી જાય છે. અને બીજો ઉત્તર કાશી થઇ ગંગોત્રી જાય છે. યમનોત્રીને માર્ગે ધરાસુથી ૯ માઇલ ગેંવલા, ગેંવલાથી ૧૬ માઇલ ગંગાણી, ગંગાણીથી ૧૩ માઇલ રાના, રાનાથી ૭માઇલ ખરસાલી અને

ખરસાલીથી ૪ માઇલ યમનોત્રી છે. અહીંઆ સ્નાન દર્શનાદિ કરી પૂર્વ કથિત માર્ગે ગંગાણી આવવું અને ગંગાણીથી ૧૮ માઇલનો એક રસ્તો છે, તે રસ્તે ઉત્તર કાશી જવાય છે, રસ્તામાં નવ માઇલે ચટ્ટી આવે છે અને ચટ્ટીથી ત્રણ માઇલે બંડેતી ધર્મશાળા તથા દુકાન આવે છે.

## યમનોત્રીથી ગંગોત્રી.

ઉત્તર કાશીમાં મણિકર્ણિકા ઘાટ ગંગાજીપર છે, તેનું સ્નાન તથા વિશ્વનાથજી પાર્વતીજી આદિના દર્શન છે.

ઉત્તર કાશીથી નવ માઇલ મનેરી, મનેરીથી નવ માઇલ ભટવાડી, ભટવાડીથી નવ માઇલ ગંગનાની, ગંગાનાનીથી ૮ માઇલ સૂખી, સૂખીથી ૫ માઇલ હરસિલ, હરસિલથી ૨ માઇલ ધરાલી, ધરાલીથી ૬॥ માઇલ (જાંગલા) ભૈરવ ઘાટી અને ભૈરવ ઘાટીથી ૬॥ માઇલ ગંગોત્રી છે. ગંગોત્રીમાં ગંગાજીનું સ્નાન દર્શન તથા માર્કંડેય મહાદેવ અને ભગિરથ શિલાના દર્શન છે. ખાસ ધારા જેને ગોમુખ કહે છે તે અહીંથી ૧૮ માઇલ દૂર છે. આગળ રસ્તો નથી તેથી તથા ઠંડી બરફને લઇ ત્યાં જવું અતિ કઠણ છે. ગંગોત્રીથી ઉપર જણાવેલા માર્ગે પાછા ફરી ભટવાડી આવવું. અહીં સડક છૂટી જાય છે. ભટવાડીથી કેદારનાથ સુધી પગદંડી-કેડીનો વિકટ રસ્તો છે. રસ્તામાં જોંક નામનો કીડો પગે ચોંટી ડંખ મારી બહુ લોહી કાઢે છે.

## ગંગોત્રીથી કેદારનાથ.

ભટવાડીથી ૯ માઇલ ચોરના, ચોરનાથી ૯ માઇલ પગરાણા ચટ્ટી. અને પગરાણાથી ૧૦ માઇલ બુઢા કેદાર. બુઢા કેદાર ઠીક ગામ છે.

અહીં ધર્મગંગામાં સ્નાન તથા બુઢા કેદારના દર્શન છે. બુઢા કેદારથી ૫ માઇલ હતકુંડી ચટ્ટી, હતકુંડીથી ૧૦ માઇલ ધ્રુતુ, ધ્રુતુથી ૯ માઇલ પવાલી ચટ્ટી અને પવાલીથી ૧૩ માઇલ ત્રિયુગી નારાયણ. અહીં સૂર્યકુંડમાં સ્નાન તથા ત્રિયુગી નારાયણના મંદિરમાં ભગવાનના દર્શન છે. ત્રિયુગી નારાયણથી બે માઇલ ચાલતાં હરિદ્વારથી કેદારનાથ વાળી સડક મળી જાય છે. ત્રિયુગી નારાયણથી ૬ માઇલ ગૌરી કુંડ અને ગૌરી કુંડથી ૭ માઇલ કેદારનાથ છે.

## હરિદ્વારથી કેદારનાથ.

હરિદ્વારથી ટાંગામાં કે રેલમાં બેસી ૭ માઇલ પર ઋષિકેશ રોડ સ્ટેશન આગળ સત્યદેવજીનું મંદિર છે, ત્યાં દર્શન કરી આગળ ૭ માઇલ ચાલતાં ઋષિકેશ પહોંચાય છે. અહીં ગંગા સ્નાન તથા શ્રી રામચંદ્રજી ભરતજી અને શત્રુઘ્નજીના મંદિરમાં દર્શન છે બાબા કાલી કમલીવાળાના નામની ધર્મશાળા દવાખાનું તથા સદાવ્રતનો મોટો કારોબાર છે. કૈલાસ આશ્રમ લક્ષ્મણ ઝુલાને રસ્તે જોવા જેવું છે. અહીંથી એક માઇલ તપોવન છે તથા રાા માઇલ લક્ષ્મણ ઝુલા છે. લક્ષ્મણ ઝુલામાં લક્ષ્મણજીના મંદિરમાં દર્શન છે. ઋષિકેશથી બોજો ઉપાડનાર તથા કંડી જાપાન ડોળીની સગવડ પણ મળી શકે છે. લક્ષ્મણ ઝુલાથી ૩ા માઇલ ફુલવાડી ચટ્ટી, ફુલવાડીથી ૪ માઇલ ગુલર ચટ્ટી, ગુલરથી સવાચાર માઇલ બીજની ચટ્ટી, બીજનીથી ૬ માઇલ બંદરભેલ, બંદરભેલથી ૪ માઇલ મહાદેવ ચટ્ટી, મહાદેવથી ૩ા માઇલ કાંડી ચટ્ટી છે. અહીંઆં દવાખાનું, તથા પોસ્ટ ઓફિસ છે.

કાંડી ચટ્ટીથી ૪ાા માઇલ વ્યાસ ઘાટ, વ્યાસઘાટથી ૪ાા માઇલ ઉમરાસુ ચટ્ટી, ઉમરાસુથી ૫ માઇલ દેવપ્રયાગ છે અહીંઆ અલકનંદા

તથા ભાગીરથી ગંગાનો સંગમ થાય છે. તથા રઘુનાથજીના દર્શન છે અહીંથી૩ માઇલ વિદ્યાકોટી, વિદ્યાકોટીથી ૫ માઇલ રાનીબાદ, અહીંથી બે માઇલ રામપુર, રામપુરથી ૫ માઇલ બીલ્વકેદાર છે. ખાંડવ નદીનો સંગમ તથા બિલેશ્વર મહાદેવના દર્શન છે. બીલ્વ કેદારથી એક માઇલ અલકનંદા પાર મહારાજા ટેહરીએ વસાવેલું કીર્તિનગર છે, અને અહીંથી ૨૮ માઇલ દૂર ટેહરી છે.

બિલ્વકેદારથી ૪ માઇલ શ્રીનગર. એ ગઢવાલ જીલ્લાનું પ્રાસદ્ધ નગર છે. અહીં આગળ થાણું, દવાખાનું, તાર ઓફિસ, સદાવ્રત, ધર્મશાળાઓ તથા બજારમાં હુંડી વગેરેનું પણ કામ થાય છે. બજારથી અડધા માઇલપર કમલેશ્વર મહાદેવના દર્શન છે. શ્રીનગરથી આઠ માઇલ પૌડી જીલ્લાનું મૂખ્ય સ્થાન છે. અહીં જીલ્લાના મુખીનું દફતર છે. અહીંથી એક સડક કોટદ્વાર રેલ સ્ટેશન જાય છે, તે ૫૩ માઇલ દૂર છે.

શ્રીનગરથી ૫ માઇલ સુકતા ચટ્ટી, સુકતાથી ત્રણ માઇલ ભટીસંગ, ભટીસંગથી ૩॥ માઇલ ખાંકરા, ખાંકરાથી ૩ માઇલ નરકોટા, નરકોટાથી ૩ માઇલ ગુલાબરાય ચટ્ટી અને ગુલાબરાયથી ૧॥ માઇલે રૂદ્રપ્રયાગ પહોંચાય છે. પાંચ પ્રયાગોમાં આ પ્રસિદ્ધ પ્રયાગ છે. અહીં મંદાકિની અલકનંદાનો સંગમ છે. ને રૂદ્રેશ્વર મહાદેવના દર્શન છે. અહીંથી એક માર્ગ યાત્રાના ક્રમ પ્રમાણે કેદારનાથ થઇને બદ્રીનાથ જાય છે. અને બીજો રસ્તો કર્ણપ્રયાગ થઇને સીધો બદ્રીનાથ જાય છે. રૂદ્રપ્રયાગથી કેદારનાથના માર્ગે આગળ ૬ માઇલે છતોલી ચટ્ટી, છતોલીથી ૪ માઇલ તીલવાડા, તીલવાડાથી ૨॥ માઇલ રામપુર ચટ્ટી અને રામપુરથી ૩। માઇલપર અગત્સ્ય ચટ્ટી છે જ્યાં અગત્સ્ય મુનિના દર્શન છે.

અગત્સ્ય મુનિથી ૨॥ માઇલ મહાદેવચટ્ટી, મહાદેવથી ૧॥ માઇલ ચંદ્રાપુરી આવે છે. અહીં ચંદ્રેશ્વર મહાદેવ અને દેવિના દર્શન છે. અહીંથી ૨॥ માઇલ ભીમજોલા અને ભીમજોલાથી એક માઇલ ભીરી ચટ્ટી છે. અહીંઆ ભીમસેન અને સત્યનારાયણના દર્શન છે. અહીંથી ૩ માઇલ કુંડચટ્ટી, કુંડચટ્ટીથી ૪ માઇલપર ગુપ્ત કાશી છે. આ સ્થાન સુંદર છે. અહીં ગંગા યમુના નામની બે ધારાનું સ્નાન અને મણિકર્ણિકા સહિત ગુપ્ત રૂપમાં શ્રી વિશ્વનાથજી તથા પાર્વતીજીના દર્શન છે.

ગુપ્ત કાશીથી એક માઇલ નાલા ચટ્ટી, નાલાથી ૧॥ માઇલપર નારાયણ ચટ્ટી છે, જ્યાં નારાયણના દર્શન છે. અહીંથી બે માઇલ વ્યુંગચટ્ટી, અહીંથી ૨ માઇલ ફાટકચટ્ટી, અહીથી ૪॥ માઇલ રામપુર ચટ્ટી અને રામપુરથી ૨॥ માઇલે પાટીગાઢ ચટ્ટી છે. અહીંથી એક રસ્તો ૩ માઇલે ત્રિયુગી નારાયણ પહોંચાડે છે. અહીં નારાયણના દર્શન અને ત્રણેય યુગાન્તરથી પ્રજ્વલિત ધુની છે. અહીંઆ મહાદેવજીના પાર્વતીજી સાથે લગ્ન થયા હતા.

પાટીગાઢ ચટ્ટીથી આગળ ૪॥ માઇલે ગૌરીકુંડ આવે છે જ્યાં ગરમ પાણીના કુંડમાં સ્નાન અને ગોપેશ્વર મહાદેવના દર્શન છે. અહીથી બે માઇલે ચીરવાસા ભૈરવ છે જ્યાં ભૈરવજીના દર્શન કરી ચીર ચડાવવા જોઇએ. અહીંથી બે માઇલે રામવાડા મોટી ચટ્ટી આવે છે જ્યાં કેદારનાથજીમાં ઠંડી સખ્ત હોવાથી યાત્રી દર્શન કરી રોકાય છે.

## શ્રી કેદારનાથજી.

રામવાડાથી ૨॥ માઇલ દેવદેખની નામનું સ્થાન છે જ્યાંથી કેદારનાથપુરીનાં દર્શન થાય છે. અહીંથી ચડાઇ ઉતરાઇ વિનાની

સીધી એક માઇલ ભૂમિ ચાલતાં શ્રીકેદારનાથ મહાદેવનું વિશાળ મંદિર આવે છે. મંદિરની પાછળ અમૃતકુંડ, પૂર્વમાં સુફળકુંડ, દક્ષિણે હંસકુંડ, પાસે રેતકુંડ અને મંદિરની સામે ઉદકકુંડ છે. આ કુંડોમાંથી ત્રણ આચમન જમણા હાથે ત્રણ ડાબા હાથે અને ત્રણ ઘુટણભર ગોમુખ થઇ પાન કરવાનું છે. મંદાકિનીજીમાં સ્નાન તથા ભગવાનના દર્શન કરી એક રાત્રી નિવાસ કરવો. હેમ જેવો સુશોભિત બરફથી છવાયલો સુમેરૂ પર્વત અહીથી તદન નિકટમાં દેખાય છે જેને લઇ સખ્ત ટાઢ અને અતિ શીતળ જગ રહે છે, એટલે રસોઇ બનાવવી અશક્ય બને છે. હલવાઇની દુકાનોમાં ખાવાની તૈયાર વસ્તુ મળે છે તે ખરીદી યાત્રી ચલાવી લે છે.

## કેદારનાથથી બદ્રીનાથ.

પૂર્વ કથિત માર્ગે ગુપ્ત કાશી પાસે નાલાચટ્ટી આવે છે ત્યાં જવું અને નાલાચટ્ટીથી ઉખી મઠને માર્ગે ડાબા હાથપર નીચેના ભાગમાં પ્રયાણ કરવું. નાલાચટ્ટીથી ત્રણ માઇલ ઉખીમઠ છે જે કેદારનાથજીનું ગાદી સ્થાન છે. કારતકથી ચૈત્ર એમ ૬ માસ સુધી જાત્રા મંદિરના પટ બંધ રહેતાં કેદારનાથજીની પૂજા અહીંઆ થાય છે. ગાદી સ્થાન પાસે પંચમૂખી મહાદેવ તે ગંગાજીની મૂર્તિ છે અને ૫ સેજ માંધાતા રાજા, ઉખા, ચિત્રરેખા, ઓંકારનાથના દર્શન છે. અહીંથી એક માર્ગ દ્વિતીય કેદાર મધ્યમેશ્વર ગયો છે, જે ૧૨ માઇલ દૂર છે.

ઉખીમઠથી ૩ માઇલ બ્રહ્મચટ્ટી બ્રહ્મચટ્ટીથી ૩ માઇલ દુર્ગાચટ્ટી, દુર્ગાચટ્ટીથી ૩ માઇલ પોથીવાસા ચટ્ટી અને પોથીબાસાથી ૩ માઇલ ચોપતા ચટ્ટી છે. અહીંથી એક માગ તૃતીય કેદાર તુંગનાથ ગયો છે.

ચોપતાથી બે માઇલ ભ્યુંઉડઆર ચટ્ટી, અહીંથી ૨ માઇલ પાંગરવાસા, પાંગરબાસાથી બે માઇલ ગોંડીચટ્ટી અને ગોંડીચટ્ટીથી આગળ બે માઇલે મંડલચટ્ટી છે, જ્યાંથી એક માર્ગ ચતુર્થ કેદાર રૂદ્રનાથ ગયો છે. મંડલચટ્ટીથી ૨ માઇલ ગોપેશ્વર છે. અહીં ગોપેશ્વર મહાદેવ તથા શક્તિના દર્શન અને વેતરણી નદીમાં સ્નાન થય છે. ગોપેશ્વરથી ૨॥ માઇલ લાલસાંગા—ચમોલી છે. અહીં સરકારી કચેરી થાણું તાર-ઘર દવાખાનું વગેરે છે. અહીંથી એક માર્ગ બદ્રીનાથજી જાય છે અને બીજો અલકનંદાપરનો પુલપાર કરી નંદપ્રયાગ કર્ણ પ્રયાગ થઇને રામનગર સ્ટેશને પહોંચાડે છે. લાલસાંગાથી ૨ માઇલ મઠચટ્ટી, અહીંથી ૫ માઇલ પીપલચટ્ટી અને અહીંથી ચાર માઇલે ગરૂડગંગા છે. અહીં ગરૂડગંગામાં સ્નાન અને ગરૂડજીના દર્શન છે અહીંથી ત્રણ માઇલ તંગણીચટ્ટી, અહીંથી ૨ માઇલ પાતાળગંગા ચટ્ટી અને અહીંથી ૪ માઇલે કુમારચટ્ટી છે. અહીંથી એક માર્ગ પંચમ કેદાર કલ્પેશ્વર ગયો છે અને બીજો પાંચ બદ્રીમાંથી ધ્યાનબદ્રી ગયો છે.

કુમારચટ્ટીથી ૩ માઇલ ખનોટી ચટ્ટી અને ત્યાંથી ૪ માઇલ જોશી મઠ છે. અહીં શ્રી બદ્રીનાથજીની પૂજા થાય છે. શ્રી નૃસિંહ ભગવાન, વાસુદેવ, નવ દુર્ગાના દર્શન અને દંડ ધારાનું સ્નાન થાય છે. અહીંથી ૧॥ માઇલે જ્યોતેશ્વર મહાદેવના દર્શન છે, અહીં આગળ ત્રેતા યુગનું એક વિચિત્ર ઝાડ જોવા લાયક છે. જોશીમઠથી એક માર્ગ ભવિષ્ય બદ્રી ગયો છે અને એજ માર્ગ આગળ ટીબેટ સુધી ગયો છે. જોશી મઠમાં તાર ઓફીસ પોલીસ દવાખાનું વગેરે છે અને જોઇતી ચીજ વસ્તુ દુકાનોમાં મળી શકે છે. જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યની ચાર ગાદીમાંની ઉત્તર દિશાની ગાદી અહીં જ્યોતિર્મઠ—જોશીમઠમાં

હની પણ હાલ તે વિધ્વંસ થઇ ગઇ છે. જોશી મઠથી આગળ ૨ માઇલ વિષ્ણુ પ્રયાગ છે. અહીઆ અલકનંદા તથા વિષ્ણુગંગાનો સંગમ થાય છે. સ્નાન ઘાટ બહુ કફોડો છે. અહીથી ૬ માઇલે પંડુકેશ્વર છે જ્યાં યોગબદ્રીના દર્શન છે. પંડુકેશ્વરથી ૬ માઇલે હનુમાન ચટ્ટી આવે છે જેનાં આસપાસમાં મરૂત રાજાની યજ્ઞ ભૂમિ છે. અહી હમણા પણ માટી ખોદવાથી જવ તથા કોયલા બળ્યા વિનાના મળે છે.

## શ્રી બદ્રીનાથજી

હનુમાન ચટ્ટીથી ૩ માઇલ કાંચન ગંગા છે. ઉપરના ભાગમાં કુબેર શિલા છે. કાંચન ગંગામાં માર્જન કરી ૧ માઇલે દેવદેખની આવે છે. અહીઆ વિઘ્નહર ગણેશજીના દર્શન છે, અને અહીંથી નરાખર સામે ૧ માઇલના અંતરે શ્રી પતિત પાવની બદ્રી વિશાલપુરીના દર્શન છે.

શ્રી બદ્રીનાથજીમાં અલકનંદા તથા ઋષિગંગાના સંગમ પર તથા તપ્ત કુંડ, નારદ કુંડ, ગરૂડ કુંડ, ગૌરી કુંડ, સૂર્ય કુંડ, બ્રહ્મકપાલીમાં સ્નાન અને માર્કન્ડેય શિલા, નારદ શિલા, વરાહ શિલા ગરૂડ શિલાના દર્શન કરી ભગવાનના ભવ્ય મંદિરમાં જવાય છે. ભગવાન શ્રી બદ્રીનારાયણ ચાંદીના સિંહાસન પર મધ્યમાં બિરાજે છે. ડાબા હાથ પર નર નારાયણ દેવ નીચે નારદજી તથા ઉદ્ધવજી અને જમણા હાથપર કુબેરજી તથા ગરૂડજીની મૂર્તિના દર્શન છે. સવાર સાંજ ભગવાનને શણગાર ધરી દાળ ભાતનો ભોગ ધરાવી આરતી થાય છે. મંદિરની બહાર લક્ષ્મીજીનું મંદિર છે અને તેની બાજુમા હનુમાનજી, ગરૂડજી, ગણપતીજી તથા ઘંટાકર્ણ અને જયવિજયના દર્શન છે. થોડે દૂર આદિ કેદારે-

શ્વર મહાદેવના પણ દર્શન છે. એક તરફ સુમેરૂ પર્વત, નારાયણ પર્વત હિમથી આચ્છાદિત છે અને બીજી તરફ ગંધમાદન પર્વત છે. તારઘર દવાખાનું પોસ્ટ તથા પંદર વીશ દુકાનો છે. અહીં ઠંડી સખ્ત છે છતાં રસોઇ થઇ શકે છે. હરિદ્વારથી હિમાલય શરૂ થાય છે. ગંગોત્રી જમનોત્રી કેદારનાથ બદ્રીનાથના પવિત્ર ધામોની જાત્રા કેવળ પહાડો અને જંગલો વીંધી કરવાની હોય છે. પહાડોપર ક્યાંક ચાંકક વીશ પચીશ ઘરના પહાડી ગામડા આવે છે જેમાં પહાડી લોકો રહે છે. પ્રદેશ બહુ રમણીય છે. જાત્રાએ વૈશાખ માસમાં નીકળવાથી હેરાનગતિ ઓછી ભોગવવી પડે છે. હિમાલયના પહાડોમાં લખવામાં હિંદી તથા બોલવામાં પહાડી ભાષા વપરાય છે, તો પણ સામાન્ય રીતે તમામ હિન્દી સમજે છે. યાત્રીએ સાથે ગરમ કપડા, મજબુત પગરખા, લાકડી છત્રી તથા દવા રાખવી ઉપયોગી છે. જેણે મજુર વિના જાત્રા કરવાની હોય તેણે પાસે વિશેષ બોજો રાખવો નહિ. પંડયાઓ જાત્રીને બહુ સતાવે છે. પંડયાઓ ગમે તેટલા વળગે પણ જાત્રીએ વિચારીને દાન પુણ્ય શક્તિ અનુસાર સુપાત્રે કરવું. પગે ચાલનાર યાત્રીએ રોજ ૧૦ થી ૧૨ માઇલ ચાલી વિશ્રામ લેવો. ચારે ધામ ૬૦૦ માઇલમાં છે, એટલે કમમાં કમ અઢી માસ લાગે પણ જો ફક્ત બદ્રી-કેદારનાથની જાત્રા કરવી હોય તો દોઢ માસમાં કરી ઘેર પહોંચી શકાય છે.

બદ્રીનાથથી ૪ માઇલ વસુધારા તીર્થ છે જ્યાં ઉંચેથી ધારા ઘણા જોરથી પડે છે, તેમાં સ્નાન કરવાનું ભારે મહાત્મ્ય છે. રસ્તામાં વ્યાઘ્ર ગુફા, મુચકંદ કુંડ, ભગવાન નરનારાયણ દેવના માતાજી મૂર્તિ-દેવી, અલકનંદા સરસ્વતીના સંગમ પાસે કેશવપ્રયાગ મહાતીર્થ વગે-રેના દર્શન છે. બદ્રીનાથથી ૧૪ માઇલ સતપથ તીર્થ છે. એ ત્રિકોણાત્મક કુંડ છે, તેમાં તથા નજીકમાં સોમકુંડ સૂર્યકુંડ વગેરેમાં

સ્નાન કરવાનું મોટું પુણ્ય ગણાય છે. અહીંથી આગળ સ્વર્ગા રોહણ છે. બરફની લાંબી સીડી દેખાય છે. અહીંથી પાંડવોએ સ્વર્ગા રોહણ કરવાનું સાહસ કર્યું હતું પણ આજકાલ કોઇ કરતું દેખાતું નથી. અહીંથી એક માર્ગ ટીબેટ જાય છે. વૈશાખથી શ્રાવણ સુધી અહીં અને ટીબેટ વચ્ચે નિમક, ઉન, ઉનના લુગડા, ઘોડા વગેરેનો વ્યાપાર ચાલે છે.

## કૈલાસ અને માન સરોવર.

કૈલાસ અને માન સરોવરના દર્શન સ્નાનનું અમોઘ પુણ્ય છે. રસ્તો કઠિન બરફવાળો હોવાથી સાધુ મહાત્મા સિવાય કોઇકજ જાય છે. જેઠ માસમાં જાત્રા કરી શકાય છે. રસ્તામાં સતુ-જવનો સાથવો તથા ચા દુધ સિવાય ખોરાકની વસ્તુ મળતી નથી. મજબુત જોડા અને ગરમ કપડા બરફમાં ચાલવાનું હોવાથી સાથે હોવા જોઇએ. રસ્તો વેરાન રહ્યો એટલે સાથે ભોમિઓ અથવા વેપારીઓ બદ્રીનાથ પાસે માનાગ્રામથી ટીબેટ આવજા કર્યા કરે છે તેની સાથે જવું. કૈલાસ જવાના રસ્તા ઘણા છે;-આલમોરા નેપાલ વગેરેથી જવાય છે, પણ ત્યાં વખતે લૂંટાવાનો સંભવ રહે છે. બદ્રીનાથથી તથા જોશી મઠથી જે રસ્તો છે તે રસ્તે જવામાં જરાય ભય નથી.

બદ્રીનાથથી ૧ માઇલ માના, માનાઘાટથી ૪૫ માઇલ થુલમઠ, થુલમઠથી ૨૫ માઇલ દાપા, દાપાથી ૧૫ માઇલ દપુ અને દંપુથી ૧૫ માઇલ શીવ ચીલમ પહોંચાય છે. બીજો રસ્તો જોશી મઠથી છે, તે પણ શીવ ચીલમ મળી જાય છે. તેનો ક્રમ નીચે પ્રમાણે છેઃ—

જોશીમઠથી ૮ માઇલ ભવિષ્ય બદ્રી, અહીથી ૬ માઇલ લાતાનંદા આવે છે. આ સ્થળે દિવ્ય દર્શનથી અભીષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સાધક જન અહીં મંત્ર તંત્રની સિદ્ધિને માટે આવે છે. લાતાનંદાથી

૪ માઇલ સમુણગૈઠા, અહીંથી ૮ માઇલ જુમાગ્રામ, અહીંથી ૮ માઇલ મલરીગ્રામ, અહીંથી ૩ માઇલ બાંમ્બાગ્રામ, અને અહીંથી ૫ માઇલે નીતિગ્રામ પહોંચાય છે. અહીં સુધી માર્ગ સારો છે. સજ્જન વસ્તી છે. હવે પછી આગળ દુર્જન વસ્તી તથા કઠિન ઉંચા પહાડોના સુરંગોમાં ચાલવાનું છે. નીતિગ્રામથી ૩ માઇલ કસોડ ડીપ, અહીંથી ૪ માઇલ કાલા જાવર, અહીંથી ૧૧ માઇલ રીમખીમ, અને અહીંથી ૫ માઇલ નાની હોતી છે. અહીં સુધી અંગ્રેજનું રાજ્ય છે. અહીંથી આગળ ટીબેટનું રાજ્ય શરૂ થાય છે. નાની હોતીથી ૬ માઇલ સાગ મુકામ, અહીંથી ૬ માઇલ ડીગર અને અહીંથી ૬ માઇલ શીવચીલમ આવે છે. અહીંઆ ટીબેટી ચીજોનો વેપાર થાય છે. શીવચીલમથી ૮ માઇલ ગોમાચેન આવે છે. અહીં વસ્તી મોટી છે. અહીંથી ૧૨ માઇલ દરમિઆતી આવે છે જ્યાં બે નદી છે: એકનું નામ દરમિઆતી અને બીજીનું નામ ગોન્યાતી છે. બન્ને નદી પાર કરવી પડે છે. દરમિઆતીથી ૬ માઇલ ગ્યાનીમ, અહીંથી ૧૬ માઇલ ગૌરીકુંડ અને અહીંથી આગળ ૬ માઇલ કૈલાસ પર્વત (મહાદેવજી) આવે છે જે એક માઇલ ઉંચો અને ૨૫ માઇલ ગોળ છે. અહીં ભગવાન કૈલાસ દેવના પૂજારી લામા ગુરૂ છે જેઓ નિરંતર ધર્મ ધ્યાનમાં રહે છે. એમના દર્શન પણ પુણ્યશાળીનેજ થઇ શકે છે. લામા પૂજારીઓની ઉમ્મર વિદ્વાન લોકો ૨૦૦ વર્ષથી પણ વધારે કહે છે. કૈલાસથી આગળ ૧૨ માઇલ માન સરોવર છે. માન સરોવરની લંબાઇ ૧૫ માઇલ અને પહોળાઇ ૧૧ માઇલ છે. બન્નેની પરિક્રમા કરતા ૮ દિવસ લાગે છે. આ બંને પવિત્ર તીર્થને આપણે હિંદુ વૈદિક લોકો જેટલા પૂજ્ય ભાવથી માનીએ છીએ તેટલાજ ભાવથી બૌધ લોકો પણ માને છે. અહીં ટિબેટીયન લામાગુરૂ પંડયા મનાય છે. સ્નાન દર્શન પારક્રમા કર્યાબાદ ઉપર જણાવ્યા માર્ગેથી જોશીમઠ કે બદ્રીનાથ પાછા ફરવું.

## બદ્રીનાથથી રામનગર.

બદ્રીનાથની આસપાસ ઘણા તીર્થ છે, તેમાં એક તીર્થ જણાવવું રહી જાય છે, તે પંડુકેશ્વરથી ૮ માઇલ દૂર લોકપાલ નામનું અદ્ભુત તીર્થ છે. તીર્થનું જળ તળાવમાં એક તરફ વહે છે અને માણસ જળમાં સ્નાન કરવા ઉતરે એટલે બીજી તરફ ઘસડાઇ જાય છે. અહીંથી નજીક લક્ષ્મણજીના દર્શન તથા ભીમ ઉડારથી ૧૫ માઇલ કાગભુષુંડ તીર્થ છે, પણ ત્યાં જવું બહુ વિકટ છે.

બદ્રીનાથથી પૂર્વ કથિત માર્ગે લાલસાંગા આવવું જેની માઇલ સંખ્યા ૪૭ ની છે. લાલસાંગા—ચમોલીથી ૨ માઇલ કોયલ ચટ્ટી, અહીંથી ૨ાા માઇલ મઠીયાના ચટ્ટી અને અહીંથી ત્રણ માઇલ નંદપ્રયાગ છે. અહીં આગળ અલકનંદા તથા મંદાકિનીનો સંગમ છે તથા લક્ષ્મીનારાયણ અને ચંડિકાના દર્શન છે.

નંદપ્રયાગથી ૩ માઇલ સોનલાચટ્ટી, અહીંથી ૩ માઇલ લંગાસુ ચટ્ટી, અહીથી બે માઇલ જેકંડી ચટ્ટી અને આગળ ૪ાા માઇલે કર્ણપ્રયાગ આવે છે. અહીં અલકનંદામાં પિંડર ગંગાનો સંગમ થાય છે. તેમ કર્ણેશ્વર મહાદેવ તથા ઉમાશંકરી ભગવતીના દર્શન અને કર્ણકુંડમાં સ્નાન થાય છે. આ પણ પાંચ પ્રયાગોમાં એક છે. અહીંથી એક માર્ગ શ્રીનગર થઇને હરિદ્વાર જાય છે અને બીજો મેલ ચૌરી થઇને રામનગર જાય છે. રામનગરને માર્ગે કર્ણપ્રયાગથી ૪ માઇલ સમેલી ચટ્ટી, અહીંથી ૨ માઇલ સિરોલી ચટ્ટી, અહીથી ૧ાા માઇલ ભટાલી ચટ્ટી અને અહીંથી ૪ માઇલે આદિબદ્રી છે. આદિબદ્રીથી ૫ાા માઇલ જોકા પાની ચટ્ટી, અહીંથી ૨ાા માઇલ કાલા માટી ચટ્ટી, અહીંથી ૨ાા માઇલ ગવાડ ચટ્ટી અને અહીંથી ૧

માઇલે ઘોનારા ઘાટ છે. ઘોનારા ઘાટથી મેલચૌરી ૬ માઇલ છે. અહીંથી રસ્તો મેદાન જમીનપર રામગંગાને કાંઠે કાંઠે જાય છે. મેલચૌરીથી હરિદ્વાર વગેરે ગઢવાલ જીલ્લાના કુલી જાપાનવાળા પોત પોતાની મજુરી લઇ યાત્રીઓને છોડી દે છે અહીંથી આલ્મોરા જીલ્લાની હદ શરૂ થાય છે એટલે કુલી બદલી કરે છે. અહીંથી નવા કુલી ઘોડા યાત્રીઓને મળી જાય છે. મેલ ચૌરીથી ૧ માઇલ પનુવાખાલ, અહીંથી ૧॥ માઇલ શીમલમન અને અહીથી ૫॥ માઇલ ગણુઇ છે. અહીંથી એક માર્ગદ્વારા ઘાટ રાનીખેત નેનીતાલ થઇને કાટગોદામ પણ જવાય છે. ગણુઇથી ૧॥ માઇલ ભટકોટ, અહીંથી ૨॥ માઇલ ભગોતીચટ્ટી, અહીંથી ૩ માઇલ માસીચટ્ટી અને અહીંથી ૪ માઇલે બુઢા કેદાર છે બુઢા કેદારથી ૧॥ માઇલ બસેરીચટ્ટી, અહીંથી ૪ માઇલ ભીકીયાસૈણ અને અહીથી ૩ માઇલે સિરકોટ આવે છે જ્યાંથી બેલગાડી પણ મળી શકે છે. સિરકોટથી ૩ માઇલ વાસકોટ, અહીંથી ૨ માઇલ સીમચટ્ટી, અહીથી ૩ માઇલ ગુજરચટ્ટી, અહીંથી ૩ માઇલ મછોડચટ્ટી, અહીંથી ૪ માઇલ નોદીચટ્ટી, અહીંથી ૬॥ માઇલ ટોટામ ચટ્ટી, અહીથી ૩ માઇલ કુમરીઆચટ્ટી, અહીંથી ૪ માઇલ મુહાનચટ્ટી, અહીથી ૧૨ માઇલ ગજરિયાચટ્ટી અને અહીંથી ૭ માઇલે રામનગર રેલ્વે સ્ટેશન પહોંચાય છે, રામનગર સ્ટેશનથી દિલ્હીની ટિકીટ રૂા. ૨॥= છે.

॥ શ્રી બદ્રીનારાયણ વિજયતે. ॥



# તત્ત્વામૃત

અથવા

# દેશ વિદેશની આંતરિક અવનવી ઘટનાનો

# જાતિય અનુભવ.



લેખક—નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

આ પુસ્તકમાં દેશ વિદેશનો મનોહર વૃત્તાંત, કુદરતી સૌંદર્ય, રીતિનીતિ, રહેણી કરણી, હુન્નર ઉદ્યોગ વગેરે સ્વાનુભવની બાબતોને એવી રીતે યોજવામાં આવી છે કે તે વાંચવાથી મનુષ્યની શારીરિક, માનસિક આત્મિક શક્તિઓનો વિકાસ થવા સાથે પોતાની, જાતની ધર્મની તથા દેશની સ્થિતિનું યથાર્થ જ્ઞાન મેળવી ઉન્નતિના ઉપાય કરી શકે. મહત્વાકાંક્ષી અથવા દેશોદ્ધાર ચાહનાર વ્યક્તિને જગતની અંદર ક્યાં ક્યાં વિંટમણા કે સિદ્ધિ, સત્ય કે દંભ, રક્ષણ કે ઘાત થાય છે તેની માહિતી ઘેર બેઠા મળવા ઉપરાંત જીંદગીનું સાર્થક કરી શકે એવા જાતિ અનુભવના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે જે નીચેની સૂચી વાંચવાથી સમજાશે. અગાઉથી નામ નોંધાવી ગ્રાહક થનારને માટે પુસ્તકની કિંમત રૂા. ૧॥ છે. પાછળથી રૂા. ૨ પડશે.

# વિષય સૂચી.

સત્યાગ્રહ અને સ્વરાજ્ય પ્રવૃત્તિ
વ્યાપારી જીવન
કોંગ્રેસ અને હાલના નેતાઓ
સનાતન ધર્મ
ધર્મની સ્થિતિ આચાર્યો અને હિંદુ પ્રજા
શ્રીયુત્ ન. પુ. સંઘવી
હિંદુ લોજો અને હોટલો
યુગનું પ્રાબલ્ય અને નિષ્ફળતા
પુનઃ તપશ્ચર્યા પ્રયાણ
હરિદ્વાર સનાતનધર્મ ઋષિકુલ
હિમાલયની અપૂર્વ શોભા, ગહનતા અને વિકટતા
તપ આરંભ શિથિલતા અને તેના કારણો
બિમારી અને ચિકિત્સા
શ્રીયુત ર. વ. પટવારી
બિરાર પ્રાંત
શ્રીનાથજીની ઝાંખી અને વૈભવ
દેશી રાજાઓ અને તેની પ્રજા.
સુદામાપુરીમાં છપ્પનભોગ
બાબુ અરવિંદ ઘોષ
ત્રિપતિ બાલાજી
અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાની પરાકાષ્ટા
વર્તમાન પત્રકારો અને વાંચકો
બનાવટી શંકરાચાર્ય
દેશની દુર્દશા અને વ્યથા
પુનઃ ઉદ્યોગ
વીર વિક્રમની અવન્તિકા
ગિરિરાજ ગોવર્ધન
કાશી વિશ્વનાથ ગંગા
ભારત ધર્મ મહામંડલ
હિંદુ વિશ્વ વિદ્યાલય
તીર્થસ્થળો પંડ્યા, ધર્મશાળા અને યાત્રીવર્ગ
નેપાલ

પુસ્તક મળવાનું ઠેકાણું:—

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

ચાઇના બીલ્ડીંગ—ભીંડી બજાર,

મુંબઇ.

તૈયાર છે. શ્રી હરિઃ તૈયાર છે.

# હિમાલયની યાત્રા.

આખી દુનિયામાં સૌથી શ્રેષ્ટ રિદ્ધિસિદ્ધિવાળો, વનસ્પતિ પહાડ પર્વત ઝરણા નદી નાળા ખીણોની અનુપમ શોભાથી અલંકૃત, પૃથ્વીપર ઉંચામાં ઉંચો, બરફ આચ્છાદિત શિખરોવાળો હિમાલય પર્વત છે. આ પર્વતના દૈવીગુણોથી ત્યાં આપણા હિંદુઓના મોટામાં મોટા તીર્થઃ ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, બદ્રીનાથ ચાર ધામો છે. સાક્ષાત્ નારાયણનો ત્યાં અખંડ વાસ હોવાથી ઋષિ મુનિ મહાત્માઓ પણ સદાકાળ એ પુનીત ભૂમિમાં ગંગા યમુના તીરે ગિરિ કંદરામાં વસી જપ તપ કરે છે. આ અતિ વિસ્તીર્ણ દિવ્ય પર્વતમાં અમોએ પગ રસ્તે ૬૫૦ માઇલની યાત્રા કરી જે અનુભવ મેળવ્યો છે તે આ પુસ્તકમાં વાચકવૃંદને જગતપરની સર્વોત્તમ વસ્તુનું જ્ઞાન ભાન થાય તેવી રીતે આલેખવામાં આવેલ છે. પુસ્તકમાં નીચે દર્શાવેલ વિષયોપર મનોહરવૃત્તાંત વાંચવામાં આવશેઃ ડહેરાડુન, યાત્રાનો હેતુ, તિતિક્ષા, મસુરી, મહારાજા ટહેરી, ધરાસુ, જંગલ અને પહાડો, બાવા કાલિકમલીવાળા, વનસ્પતિની શોભા, જમનોત્રી, ઉત્તરકાશી, ગુપ્તકેદાર, ગંગોત્રી, પહાડી જીવન, ઋષિ મુનિ મહાત્મા, કેદારનાથ, સુમેરૂપર ચડવું અને નવી જીંદગી, પંડયા-ગોર, જ્યોતિર્મઠ, સખ્ત મોંઘાઇ, ભગવાન બદ્રીનારાયણ, જપ તપ આરાધના, શ્રીમત્ આદ્ય શંકરાચાર્ય, રામનગર રસ્તે મુંબઇ અને આવશ્યક સૂચના. પુસ્તકની કિંમત માત્ર રૂ. ૦-૪-૦.

# આત્મોત્કર્ષ.

લોકોમાં આજકાલ સ્વરાજ્યની ચર્ચા ઘણી પ્રિય થઇ પડી છે આવી જાગૃતિને કયે રસ્તે કાર્યમાં પરિણત કરવાથી શારીરિક માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિ થવા સાથે સ્વરાજ્ય સંપાદન કરી શકાય, તેનો ઉપાય સ્વાનુભવથી ધર્મ તથા ઇતિહાસને અનુસરીને આ પુસ્તકમાં પ્રતિપાદન કરવામાં આવેલ છે. પુસ્તકમાં નીચેના વિષયો ખાસ ધ્યાન ખેંચનારા છે. નિષ્કામ કર્મયોગ, આશ્રમ વર્ણાશ્રમ ધર્મ, સ્વાધીનતા, પુરૂષાર્થ, સોળ સંસ્કાર, બ્રહ્મચર્ય અને વિદ્યા, શારીરિક અને માનસિક બળ, સ્વદેશી વ્રત, વેપાર ઉદ્યોગ, સેવાભાવ, ધર્મ, ભક્તિ અને જ્ઞાન. પુસ્તકનું મૂલ્ય ફક્ત રૂ. ૦-૪-૦.

# નારાયણ નીતિ અથવા અનુભવના ઉદ્દગાર.

મનુષ્ય પ્રાણીને આ અટપટી દુનિયામાં વિચરતાં સુખ દુઃખ, લાભ હાની, માન અપમાન, ધર્મ અધર્મ, સારા માઠું, પ્રિય અપ્રિય, શત્રુ મિત્ર, દેશ વિદેશ, મધુર કડુ, શ્રેષ્ટ કનિષ્ટ, વિદ્યા અવિદ્યા, પ્રકાશ અંધકારને લગતા સેંકડો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આધી, વ્યાધી ને ઉપાધી એમ ત્રિવિધ તાપથી તપતો માનવી તેવી કસોટીએ ચઢતા વ્યાકુળ થઇ જાય છે. આ લઘુ પુસ્તકમાં વિવિધ રીતે હિતકર એવા ૧૦૦ વિષયો સૂત્ર રૂપે સંક્ષેપમાં દર્શાવવામાં આવ્યા છે. પુસ્તકનું મૂલ્ય માત્ર રૂ. ૦-૪-૦.

# હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ

આ પુસ્તકમાં હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ અને નાગર નીતિ નામના ત્રણ ઉત્કૃષ્ટ પુસ્તકોને એકજ રીતે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. દરેક પુસ્તકમાં શું શું વસ્તુ દર્શાવવામાં આવી છૂટક છૂટક પુસ્તકની પ્રસિદ્ધિમા જણાવેલ છે. પુસ્તકની કિંમત માત્ર રૂ. ૦-૧૨-૦.

---

# નેપાલનો પ્રવાસ.

પૃથ્વીપરના નાના મોટા અનેક સ્વતંત્ર રાજ્યોમાં હિંદુઓને અભિમાન સાથે માથું ઉંચકી આંગળી ચીંધવા જેવો સ્વજાતિ-સ્વધર્મવાળો જો કોઇ પોતાનો સ્વતંત્ર દેશ હોય તો તે નેપાલજ છે. ઇશ્વરેજ નેપાલને એવી પ્રકારે રચ્યો છે કે ત્યાં પડોશના સ્વજાતિ કે વિજાતીય લોકોમાંથી બહુ થોડા જવાનું સાહસ કરી શકે. પ્રભુ કૃપાથી આ વર્ષમાંજ અમોએ શિવરાત્રી પ્રસંગે નેપાલ વિકટ મુસાફરી કરી તેનું જે જાણવા, જોવા, વિચારવા, અનુભવવા લાયક અવલોકન કર્યું છે તે આ પુસ્તકમાં રજુ કરવામાં આવ્યું. પુસ્તકની કિંમત માત્ર રૂ. ૦-૮-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

ચાંદના બીલ્ડીંગ ભીંડી બજાર મુંબઇ.